

# સૌભાગ્ય સંગીત સંગ્રહ

---


પ્રસિદ્ધ કર્ત્તા

## નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ

ટાઇપિસ્ટ.


---


વિ. સંવત્ ૧૯૬૭. ઇ. સ. ૧૯૧૦.

કિંમત ૦-૧૦-૦.



# અર્પણપત્રિકા



આર્ય સંસારના

આદર્શરૂપ

પ્રભાતસ્મરણીય

ગુણજ્ઞ

ગૃહિણીઓને.



# પ્રસ્તાવના.







સારી સંગત અને ધર્મનીતિની કેળવણી વિનાની બે સ્ત્રીઓ પરસ્પર મળે હળેછે ત્યારે તેઓ શી શી વાતો કરેછે એ જોવામાં આવે તો એમ જણાશે કે તેમની વાતો પોતાના કે પારકા ઘરનાં માણસોનાં વગોણાંનીજ હશે. જેમને ઘરકામથી પરવાર્યા પછી પરનિન્દામાં પ્રવૃત્તિ કરવાની ટેવ પડેલીહોય છે તે સ્ત્રીઓ જો સ્ત્રીઉપયોગી નીતિનાં ગીતો શીખવા ગાવાની ટેવ પાડે તો તેઓની મનદુરસ્તી થાય એ સ્વાભાવિક છે; નીતિજ્ઞાનના વાંચનના ઉમદા સ્મરણની અસર જીન્દગી પર્યંત હૃદયમન્દિરમાં વાસ કરીને રહેછે તો કોમળ મધુર કંઠ જે સ્ત્રીઓને કુદરતીજ બક્ષિસ છે તેનો ઉપયોગ નીતિમય ગીતો ગાઈ મનના નબળા વિચારોને કાઢી નાખવામાં શા વાસ્તે કરવો ન જોઇએ ? સંગીતની મહુત્તા જો કે અગાઉના વખત જેવી હાલ રહી નથી તો પણ એથી તેના ગુણોમાં તો ન્યૂનતા થવાની નથી.

જુઓ કે નાનાં બચ્ચાંઓ કે જેને સંગીતનું લેશ પણ ભાન કે જ્ઞાન નથી હોતું તેઓ પણ સ્ત્રીઓનાં હલકથી ગવાતાં હાલરડાંઓથી રડતાં બંધ થઇ એકદમ કેવાં જમ્પી જાય છે ! સગર્ભાવસ્થાને પ્રસંગે સ્રીને પોતાને તથા ખાસ કરીને ગર્ભને સંગીતથી ઉત્તમ પુષ્ટિ મળેછે એમ માનીનેજ રક્ષાબંધન વિગેરે સીમન્તની ક્રિયાઓ પ્રસંગને અનુસરતાં ગીતો ગાવા સાથે કરવાનો રીવાજ પૂર્વજોએ ચાલુ કર્યોછે. મતલબ સગર્ભાના તનમન ઉપર પણ સંગીત ઉત્તમ અસર કરેછે. મન્દવાડવાળાં સ્ત્રી કે પુરૂષને કંઇ ઠીક ન લાગતું હોય તેવે વખતે પણ સંગીતની સારી અસર તેમનાં મનપર થતી હોવાનું ડાક્ટરોનું કેહેવું છે. પ્રેમનાં મૂળ સંગીતમાં છે એમ સાહિત્યકારો કહેતા આવ્યાછે એ સત્ય છે. ધંધાથી શ્રમિત થયેલ પતિ

સાંજે ઘેર આવે ત્યારે પત્નીના કોમળ કંઠનું એક મધુરૂં ગીત તેના કંટાળેલા મગજને કેવી શાન્તિ આપે એ સમજુ સ્ત્રીઓને વિશેષ સમજાવવાની જરૂર નથી. મતલબ સંગીત તન મન ઉપર ઉત્તમ અસર કરેછે, એટલુંજ નહિ પણ પતિને પ્રસન્ન રાખવા માટે પણ સ્ત્રીઓને ઉપયોગી થઈ પડેછે.

" Music touches the soul, elevates and refines its nature, infuses the noblest thoughts, urges to the most animated action, calms the ruffled spirits and eradicates every malignant propensity. " **Dr. Knox.**

" ગાયન આત્મા ઉપર અસર કરે છે, તેના સ્વભાવને ઉચ્ચ અને શ્રેષ્ઠ બનાવે છે, ઉત્તમ વિચારો દાખલ કરે છે, બહુજ મહાન કાર્ય કરવાને ઉત્સાહ ઉત્પન્ન કરે છે, વ્યાકુલ થયેલા સ્વભાવને શાન્તિ આપે છે અને દરેક કીનાકપટના વાળણુને જડમૂળથી ઉખેડી નાંખે છે. " ડૉ. નોકસ.

ઘરકામ જેમ તેમ ઝટ આટોપી દઈ સામસામે ઓટલે બેસતી, આડોશીપાડોશીની નવરી સ્ત્રીઓમાં મળી જઇ પરાઇ ખણુખોદ કે ખાર કરવામાં સામેલ થવાથી કલ્યાણ થતું નથી, પણ ચિત્તશુદ્ધિ થવા તથા મનના વિક્ષેપનો નાશ થવા સુવિચારોનાં નીતિમય ગીતોનું મનન થાય એથીજ કલ્યાણ મેળવી શકાયછે. જગતના આધારભૂત, સૃષ્ટિના સૌન્દર્યરૂપ, મનુષ્યરૂપી અમૂલ્ય રત્નના ઉત્પત્તિસ્થાનરૂપ તથા ઘરના ભૂષણરૂપ ગણાતી સ્ત્રી નિરંતર જો સુવિચારોનું સેવન કરે તો ગૃહમન્દિર સર્વોત્તમ સુખનું સ્થાન થઇ પડે તેમાં આશ્ચર્ય શું ! સ્ત્રીઓને ગમ્મત સાથે જ્ઞાન મળે એજ ઉમદા હેતુથી આ પુસ્તક પ્રસિદ્ધ કરવામાં આવ્યુંછે. જેઓને પોતાનું કર્તવ્ય જાણવાની ખરી ઇચ્છા છે એવી સ્ત્રીઓ અવકાશને વખતે તથા વ્રત, ઉપવાસ, જાગરણ વિગેરે તેહેવારોના દિવસોમાં આ સૌભાગ્ય સંગીત સંગ્રહ, પુસ્તક વાંચી તેના રહસ્યનું મનન કરશે અને તેમાં

બતાવેલા સન્માર્ગો પ્રમાણે આચરણ કરશે તો હું મ્હારો શ્રમ સફળ થયેલો માનીશ.

રા. રા. મોરારજી આણંદજી તના. બી. એ. એલ. એલ. બી., એ પોતાનાં સ્વર્ગસ્થ ધર્મપત્ની સૌ. **રાસકુંવરબાઈની** ધર્મ તથા નીતિનાં ઉપયોગી પુસ્તકો વાંચવાની સતત પ્રીતિથી દોરાઈને તથા આપણી સ્ત્રીઓમાં એવાં વાંચનનો બહોળો ફેલાવો થઈ તેમની ઉન્નતિનો માર્ગ સરળ થાય એવી તેમની જીન્દગી પર્યન્તની નિરંતર લાગણીને માન આપીને, તેમના સ્મરણાર્થે સ્વજ્ઞાતિની સ્ત્રીઓમાં ભેટ તરીકે વહેંચવા સારૂ આ '**સૌભાગ્ય સંગીત સંગ્રહ**' પુસ્તકને તરત છપાઈ તૈયાર થયેલું જોવા જે ઉદારતા બતાવીછે એ માટે એ વિદ્વાન તથા ઉદાર ગ્રહસ્થનો અંતઃકરણથી આભાર માનવામાં આવેછે. પ્રાણાન્ત પર્યન્ત પતિસેવામાં તલ્લીન રહેનાર પવિત્ર પત્નીનું નામ આવી રીતે જાળવી રાખવાની તીવ્ર લાગણી ધરાવનારો પતિ દરેક સ્ત્રીને મળો એજ પરમ કૃપાળુ સર્વ સમર્થ જગન્નિયંતા સર્વેશ્વર પાસે મારી પ્રાર્થના છે.

છેવટે જે જે સ્ત્રીઉપયોગી ગીતોનો આ લઘુ પુસ્તકમાં ખાસ સ્ત્રીઓના કલ્યાણ માટેજ સંગ્રહ કરવામાં આવ્યો છે તેના તેના બનાવનારનો પૂર્ણ આભાર માનતાં પુસ્તકના વાંચનારાઓને પણ જે કંઈ ઠીક લાગે તે માટે ત્હેમનેજ ધન્યવાદ આપવા વિનંતી કરવામાં આવેછે.

માગશર શુદ ૭ શનિવાર.
વિ. સંવત ૧૯૬૭.
જુનાગઢ.

**નટવરલાલ કનૈયાલાલ વૈષ્ણવ.**
**ટાઈપિસ્ટ.**

# અનુક્રમણિકા.

(૧) નીતિ. પૃષ્ઠ.

## (૨) સાસરે જતીને શીખામણ.



## ( ૩ ) પતિપ્રેમ, પતિવ્રત.

પૃષ્ઠ.



॥ ॐ श्री ॥

# સૌભાગ્ય સંગીત સંગ્રહ.

## ૧ નીતિ.

પદ-રાગ કલ્યાણ.

રટ તું શ્રીહરિ રસના[1]
રસાળુ એ,[2] જો ન રટે, ભસના તુજ, નામ ખરૂં, રટ૦ ટેક.
ધરી આ નરતનૂ, ભક્તિરસ, જો ન પીધો, જીવ્યું વૃથા. રટ૦ ૧
સાચો તે[3] અનુપમ, મિષ્ટ લ્હેરી, બીજા જુઠા, કટુ ઝેરી. રટ૦ ૨
અશક્ય કેહેવાને, નર્મદા હું અનુભવે, તે તો જાણે. રટ૦ ૩

૧ ઓ જીભ તું શ્રીહરિ રટ.

૨ એ નામ રસભર્યું છે, તે જો તું ન રટે તો તું રસના નહીં પણ ભસના—ભસનારી કુતરી.

૩ તે નામનો રસ ઉપમા વનનો સાચો મિઠો ને લ્હેરી આનંદ આપે તેવો છે.

૪ બીજા રસ જુઠા, કડવા ને ઝેરી છે.

## ગરબી.

હરિ એક ચિત્તભાવે ભજવો બેન, ભૂધર ભક્તિ ભૂખ્યો છે.
હરિ ભજવો તો નિષ્કામે બેન, ભૂધર૦ ૨
હરિ સંકટ કટક ના આણે બેન, ભૂધર૦ ૩
હરિ અદૃષ્ય રહી સાહ્ય કરશે બેન, ભૂધર૦ ૪
હરિ દરશનનો નહિ લોભી બેન, ભૂધર૦ ૫
હરિ ધ્યાનવિષે તમે જોશો બેન, ભૂધર૦ ૬
હરિ ભૂંડાં ગીતે રૂઠે બેન, ભૂધર૦ ૭
હરિ સમભાવે જન જોયે બેન, ભૂધર૦ ૮
હરિ દુરજનને તો દંડે બેન, ભૂધર૦ ૯
હરિ ઠાઠમાઠથી નવ રાજી બેન, ભૂધર૦ ૧૦
હરિ કુબજાને ઓધારી બેન, ભૂધર૦ ૧૧
હરિ અંતરની સહુ જાણે બેન, ભૂધર૦ ૧૨
હરિ નીતિવિવેકે રહેજો બેન, ભૂધર૦ ૧૩
હરિ કિરપાને સંપાદો બેન, ભૂધર૦ ૧૪
હરિ નિર્ગુણ ભકિતયે મુકિત બેન, ભૂધર૦ ૧૫
હરિ એક વાર જેહરિ બોલો બેન, ભૂધર૦ ૧૬

( नर्म कविता. )

---

## ગરબી.

સુણ સાહેલી, ઇશ્વરકેરી માયા અપરમ પાર જો;
ગુણ શું ગાઉં, શિવ વિરંચી સહુએ ખાધી હાર જોઃ ટેક.

જગ જગ રચના રૂડી દીસે, નાસ્તિક જોઈ રૂએ ચીસે,
પછી સમજી મન કરે ઈશેઃ સુણ સાહેલી૦ ૧

સહુ જન સુખ પુઠે ધાએછે, પણ તે તો બહુ બહુ વાહેછે,
હરિ રાચેથી સુખ થાયે છેઃ સુણ સાહેલી૦ ૨

કોઇ હસતું ને કોઇ રડતું છે, કોઇ ભણતું ને કોઇ ભૂલતું છે,
કોઇ આવતું ને કોઇ જાતું છેઃ સુણ સાહેલી૦ ૩

કોઇ જોતું ને કોઈ અંધું છે, કોઇ ભોળું ને કોઇ ખંધું છે.
કોઇ થોડું ને કોઇ સંધું છેઃ સુણ સાહેલી૦ ૪

કોઇ તપસી ને કોઇ પાપી છે, કોઈ સાચીને કોઈ જૂઠી છે,
કોઈ બાળકિને કોઇ ઘરડી છેઃ સુણ સાહેલી૦ ૫

કોઇ મોળું ને કોઈ ખારૂં છે, કોઇ ગોરૂં ને કોઇ કાળું છે.
કોઈ નરસું ને કોઇ સારૂં છેઃ સુણ સાહેલી૦ ૬

સાર અસાર ભેળાં વેર્યાં, મોહજાળ વિષે ભારે ઘેર્યાં,
ભવ ભીતિમાં પ્રભુ ઉછેર્યાંઃ સુણ સાહેલી૦ ૭

હરિ ભજ તું પૂર્ણ પ્રીતે, કે બુદ્ધિ દે રૂડી રીતે,
પછી સાર જુઓ સાચો નીતેઃ સુણ સાહેલી૦ ૮

( नर्म कविता. )

---

## હાલરડાં.

માતા બાળકને બેસારી પ્રેમે પારણે,
ઉજળાં વસ્ત્ર ધરાવી ઠીક બનાવી ઠાઠ;
બાળપણુમાંથી અભ્યાસ કરવા કારણે,
આપે અક્ષરનો સૌભાગ્યવતી શુભ પાઠઃ માતા૦ ૧

ગુણવંતી મન હરખે નિરખી ગોરા ગાલને,
રૂવે બાળક તો હસિ હસિ હાલરડાં ગાય;
અલો લોલો હાલ ખમા લાડકડા મારા લાલને,
દુઃખડાં લઉં તારાં એમ કહી કહી અરધી થાયઃ માતા૦ ૨

મારો મોંઘો છે છોટો કાલે મોટો થશે,
એવા દિવસ મને દેખાડે દીનનો નાથ;
ભાઇ મારો સહુથી ભલિભાતે ભણવા ગણવા જશે,
લઇને લેખણ ખડીયો પાટી પુસ્તક સાથઃ માતા૦ ૩

બેઠી ઢાળીને સાંગામાંચી સોહામણી,
ખેંચે રેશમદોરી ખૂબ લડાવે લાડ;
દેખી કાંતિ કુંવરની અતિ રૂડી રળીયામણી,
મનમાં પૂરણુ માને પરમેશ્વરનો પાડઃ માતા૦ ૪

આપી ચાલણગાડી ચતુરા શિખવે ચાલવા,
ચટક ચટક ચાલે પગ કંકુવરણા લાલ;
થેઇ થેઈ રાખીને આપે આંગળિયો ઝાલવા,
ચાંપે છાતીમાં આણીને અદકું વહાલઃ માતા૦ ૫

નિર્મળ જળ ઝાઝું લઇ ન્હવરાવે નિરાંતથી,
રૂડા રંગ ભર્યું દેખાડે ચિત્ર વિચિત્ર;
આપે મેવાને મીઠાઈ ખાવા ખાંતથી,
વળી કાંઇ વિધવિધનાં આપે ન્હાનાં વાજીત્રઃ માતા૦ ૬

આપે મોર ચકોર ચરકલી હાથીદાંતની,
ઘુઘરો ઘણુ બજાવી રાખે છાનું બાળ;
હાથી ઘોડાને પુતળી ભાતભાતની,
માગે ચાંદો તો પાણીનો રે થાળઃ માતા૦ ૭

આપે ભરડી ચકરડો કોયલ ફેરવે,
દેખી સરસ રમકડાં બાળક રાજી થાય;
ચતુરા ચપટી બજાવે કર આંગળીને ટેરવે,
હરખ પમાડી તાળી પાડી ગરબી ગાયઃ માતા૦ ૮

શિખવી ભાષા શુદ્ધ મટાડે બોલી તોતળી,
શિખવે કાકા કાકી મામા મામી નામ;
ગણતાં એક થકી સો સુધી શિખવે છે વળી,
હરતી ફરતી ને વળી કરતી ઘરનું કામઃ માતા૦ ૯

શિખવે કકાના અક્ષરપદ જૂદાં પાડિયાં,
શિખવે પંદર તીથિને પૂરા સાતે વાર;

શિખવે ચાર મહિના ખટ ૠતુ ને પખવાડિયાં,
શિખવે નક્ષત્રો સત્તાવિશ રાશી બારઃ માતા૦ ૧૦

નહિ શિખે તો પણ માતા તેને મારે નહીં,
બીજાં બાળક લાવી સરખાં સરખી જોડ;
તેની સાથે રમાડે પ્રેમવતી પાસે રહી,
વધતું કોણ ભણે એમ કહી કરાવે હોડઃ માતા૦ ૧૧

કુંવરજી ઘણું જીવો કુળનો દીવો તું થશે,
નવ જુગ નામ રહે એવાં કાંઇક કરજે કામ;
તારાં જન્મચરિત્ર ગણીને ગ્રંથો ગુંથશે,
જન મન રંજન કવિતા રચિને દલપતરામઃ માતા૦ ૧૨

## માતાની સ્તુતિ.

( અંબા જોવાની આડી રે, મારા મનમાં છે માડી—એ રાગ. )

દીધાં તે સુખ દહાડી દહાડી રે, મારા મનમાં છે માડી,
ઘણી ઘણી વિપત્ત ઘટાડી રે, મારા મનમાં છે માડી. ટેક.

બાળપણે હું હતી બહુ નિર્બળ;
પણ તેં પીડા ન પમાડી રેઃ મારા૦ ૧

પૃથ્વી ઉપર મેં તો પગ ન મંડાતો;
પ્રીતે તું ફરતી ઉપાડી રે; મારા૦ ૨

હાલરડાં ગાતી હેતે હીંચોળી;
પારણામાંહી પોઢાડી રેઃ મારા૦ ૩

ભીનેથી કોરે સંભાળીને કરતી;
આછા ઓછાડ ઓછાડી રેઃ મારા૦ ૪

ભૂખી થતી ત્યારે ભરનિદ્રાથી;
ઊંઘે ભરેલી ઉઠાડી રેઃ મારા૦ ૫

દુઃખી દેખીને થતી દુઃખી દીલમાં;
પાંપણુથી આંસુ પાડીરેઃ મારા૦ ૬

જોઇતું તે હું કહી શકતી ન જીભે;
ચેતતી ચિત્ત પહોંચાડી રેઃ મારા૦ ૭

મારા સારૂ પીધાં તેં ઘશી મૂળિયાં;
ખારાં કે કડવાં ઉખાડી રેઃ મારા૦ ૮

દિવસમાં ઘડીએ ન જંપવા દેતી;
એવી હતી હું અનાડી રેઃ મારા૦ ૯

ખાતાં પીતાં કે ખરા સુખદુઃખમાં;
વિધવિધ વાતે વિતાડી રેઃ મારા૦ ૧૦

ચાર ઘડી એવી ચાકરીનો ગુણ;
મનથી શકું ન મટાડી રેઃ મારા૦ ૧૧

દલપતરામ કહે દાસ થઇને;
આશીષ બદલો અગાડી રેઃ મારા૦ ૧૨

---

## પિતાની સ્તુતિ.

### ધોળ.

પુત્રી કહે થઇ રાજી રે, સુણો પ્યારા પિતાજીઃ
ગુણ ગણી ગાઉં છું ગાજી રે, સુણો પ્યારા પિતાજી. ટેક.

લેશ તમારૂં વચન નહિ લોપું;
જે કહો તે કહું હાજી રે.ઃ સુણો૦
પાલણ પોષણ પાડ પિતાનો;
પુત્રી ભૂલે તે તો પાજી રેઃ સુણો૦ ૧

સારી સારી ચીજ મુજને જમાડે;
ભક્ષ કરે પોતે ભાજી રેઃ સુણો૦

પેટે પાટા બાંધી પૈસાની વસ્તુ;
તનુજને ખવરાવે તાજી રેઃ સુણો૦ ૨
કાલા ઘેલા પણ જે જે કહ્યાં મેં;
બોલ સાંખ્યા તે બધા જી રે. સુણો૦
અગુણી હતી પણ ગુણી ગણી લીધી;
દુર્ગુણ દૂર કીધા જી રેઃ સુણો૦ ૩
સેવક પેઠે સર્વ પ્રકારે;
સ્નેહથી કીધી સેવા જી રેઃ સુણો૦
કહોજી કદાપી હું કેમ વિસારૂં;
અતિ ઉપકાર એવા જી રેઃ સુણો૦ ૪
સાદા રહી પોતે મુજને શોભીતા;
શુભ શણગાર સજયા જી રેઃ સુણો૦
ખચિત ખરેખરી પ્રીતથી ખાંતે;
ભક્ત રીતે ભજવા જી રેઃ સુણો૦ ૫
દુઃખ ખમી દેહે મને સુખ દીધું;
કીધું રક્ષણ કોટીધા જી રેઃ સુણો૦
શિક્ષકની પેઠે મને સુધારવા;
દિનદિન બોધ દીધા જી રેઃ સુણો૦ ૬
સંતાન માગે રંકને રાજા;
ભણી ભણી ભક્તિ ભાષા જી રેઃ સુણો૦
ઘડપણમાં ઘણી ચાકરી કરશે;
અંતર આવી આશા જી રેઃ સુણો૦ ૭
છાતીમાં રાખીને છાંયડો કીધો;
દિલ રાખી ઘણી દયા જી રેઃ સુણો૦
કોઈ દિવસે મને દુઃખમાં દીઠી તો,
આંસુ પ્રવાહ વહ્યાં જી રેઃ સુણો૦ ૮

જો કોઇએ મુજને જ્યારે દુભી;
ધીરજ છોડી ધખ્યા જી રેઃ સુણો૦
તાતજી રે ઉપકાર તમારા;
લખતાં ન જાય લખ્યા જી રેઃ સુણો૦ ૯

મારૂં સારૂં થવા મનમાં હમેશાં;
ક્રોડ વિચાર કર્યા જી રેઃ સુણો૦
આ પુત્રી કેમ પામે સુખ એવી;
ફીકર રાખી ફર્યા જી રેઃ સુણો૦ ૧૦

આખી ઉમ્મરમાં ઉચ્ચાટ આગળથી;
ધ્યાનમાં રોજ ધર્યા જી રેઃ સુણો૦
દલપતરામ કહે દીલમાંથી;
વળી તે નથી વિસર્યા જી રેઃ સુણો૦ ૧૧

[ મ્હારા વા'લાજી હો ! હવે નહિ જાઉં મહી ઇ૦;—એ રાગ].

બ્હેનો અન્તરથી આ રૂડા વિચાર ન વિસારશો રે લોલ.

માત પિતાની પ્રીતિ પામવા રે લોલ,
થઇ રહેવું સુશીલ[1] સન્તાનઃ બ્હેનો અન્તરથી૦

આજ્ઞા તેઓની ન ઉલ્લંઘવી રે લોલ,
દેવી સહુ કાર્યમાં સહાયઃ બ્હેનો અન્તરથી૦

કષ્ટ સહી જન્મ આપી પોષિયાં રે લોલ,
વિસરવા ન ગુણ અણમૂલઃ બ્હેનો અન્તરથી૦

જનની તાત જાણે મારી પુત્રી છે રે લોલ,
કુટુમ્બનું અનુપમ રત્નઃ બ્હેનો અન્તરથી૦

ઉચ્ચ અભિપ્રાય એવો ઇચ્છવો રે લોલ,
પ્રાપ્ત થવા કરવો સુયત્નઃ બ્હેનો અન્તરથી૦

---

૧. સારાં ચરિત્રવાળાં.

નિજ વાણીને કર્મની મીઠાશથી રે લોલ,
રાખવાંજ સર્વદા પ્રસન્નઃ બ્હેનો અન્તરથી૦
ભગિની બન્ધુ કેરો સ્નેહ શોધવો રે લોલ,
કરી અધમ સ્વાર્થ તણો ત્યાગઃ બ્હેનો અન્તરથી૦
વિવિધ સદ્ગુણો અને સત્કાર્યથી રે લોલ,
કરવાં ભાઇ બ્હેનને સંતુષ્ટઃ બ્હેનો અન્તરથી૦
સ્નેહ શુદ્ધ જાણી તેઓ હૃદયથી રે લોલ,
સ્થાપશે સદ્ય[1] વ્હાલી બ્હેનઃ બ્હેનો અન્તરથી૦
ભિન્નભિન્ન ફરજ પતિમન્દિરે રે લોલ,
બજવવા આપવું સુલક્ષઃ બ્હેનો અન્તરથી૦
શ્વશુર સાસુ માત પિતા જાણિયે રે લોલ,
પતિવ્રતા કેરો એજ ધર્મઃ બ્હેનો અન્તરથી૦
હૃદય લેશ તેમનું ન દુભવવું રે લોલ,
સર્વ રીત્ય આપવું સન્માનઃ બ્હેનો અન્તરથી૦
ગૃહ ખીલવવું જાણે રમ્ય[2] વાટિકા[3] રે લોલ,
હસે નહિં સર્વ કુસુમ છોડઃ બ્હેનો અન્તરથી૦
સુશીલતાનાં શુદ્ધ પાણી સિંચવા રે લોલ,
છોડ એક ના કદી કરમાયઃ બ્હેનો અન્તરથી૦
શોધવી સુયુક્તિ બ્હેન સર્વદા રે લોલ,
શાથી રહે નિજ પતિ પ્રસન્નઃ બ્હેનો અન્તરથી૦
શારીરિ શોભા સાથે પ્હેરવા રે લોલ,
પવિત્રતા રૂપ અલંકારઃ બ્હેનો અન્તરથી૦
સર્વ સ્થળે સ્નેહ કુસુમ વેરવા રે લોલ,
છાંટવો આનંદકેરો રંગઃ બ્હેનો અન્તરથી૦
વ્યર્થ સહુ વ્રત નિયમને કર્મ છે રે લોલ,

---

૧ તુરતજ. ૨ સુન્દર. ૩ વાડી.

પાળીએ ન પતિવ્રતધર્મ: મ્હેનો અંતરથી૦
વિવિધ પ્રવૃત્તિને [1] ઉદય[2] અસ્તમાં[3] રે લોલ,
વિસરવા ન કદી વિશ્વનાથ: મ્હેનો અન્તરથી૦

( बंन्धु समाज. )

## ગરબી.

શાણી શીખ ધરો કાને, પતિ પ્રભુ હૃદય ધરો ધ્યાને;
આ દુ:ખ શીદ પામો છો અજ્ઞાને, કે શાણી૦
પ્રતિદિન સ્નાન કરી પ્રીતે, પૂજો પતિ પ્રભુ રૂડી રીતે;
હરિ ગુરૂ ગુણ ગાઇ ગીતે, કે શાણી૦
કુળ મર્યાદાને પાળો, સદાચરણે ચિત્તને વાળો;
આયુષ સત્કર્મ કરી ગાળો, કે શાણી૦
મિથ્યા મદ મન નવ ધારો, કુસંગને કરજો અકારો;
ક્રમે કરી પામો આ ભવ આરો, કે શાણી૦
મોહે પરવસ્તુ ના ભાળો, ક્રોધે ન કેર કરો કાળો;
ત્યજો સદા લોભ તણો ચાળો, કે શાણી૦
નિશદિન સંતોષે રહેવું, નિજ દુ:ખ પરઘર નવ કહેવું;
નીતિ ધરી સંસારે વહેવું, કે શાણી૦
કાળ તણો ભય મન ધારી, બુદ્ધિ ન કરશો વિકારી;
વિજયાની વિનતિ આ સ્વીકારી, કે શાણી૦

( नृसिंहाचार्य. )

## હરિગીત.

આળસ અને નહિ ઉંઘ જેને નિત્ય વ્હેલું જાગતી,
નિર્મળ થઇ ગુરૂજન અને પતિને પગે પણ લાગતી;

૧ કામ. ૨ ચઢતી. ૩ પડતી.

સન્માનથી સહુને જમાડી જે પછી જમનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
મન વચન કર્મવડે કરે સેવા સદા નિજ નાથની,
વિદ્યા વિવેક વિચારથી સંભાળ લેતાં સાથની;
જેને સદા સંતોષકારક એક નિજ ઘરબાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
આજ્ઞા ન લોપે નાથની કોપે નહીં જે કોઇને,
ચાલે સદાચરણે સુખે જે સૂક્ષ્મ નજરે જોઇને;
વાંધો વગોણાં વાદને જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
ઢંકાય સાવ શરીરને સચવાય મંગળ અંગનું,
સમજે પ્રયોજન એટલું શણગારના શુભ સંગનું;
પતિપદવિના જેને સદા સંસાર સાવ અસાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્‌ગુણવડે સુખ પામતી જે પ્રૌઢતા પ્યારી કરે,
આદરવડે ગુરૂજનવિષે સેવા વળી સારી કરે;
અપરાધ અજ્ઞજનોતણા જે ગુણ વિષે ગણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
અપરાધ થાતાં કાંઇ કર જોડી નમી ઉભી રહે,
સુખ દુઃખ પડતાં પિંડપર સામે પગે સઘળાં સહે;
શુભવચનરચના વિનયથી વાણીવડે વદનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
છેદે ન મર્મસ્થાન કડવાં વેણ કાઢી કોકનાં,
કારણ બધાં કોરે કરે સંતાપનાં ને શોકનાં;
ઇશ્વરવિષે જેને સદા અંતરથકી આધાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સંતોષ પામે સર્વ જેને જોઇને સત્સંગમાં,
રાચે નહિ રતિમાત્ર પણ સંસારના જે રંગમાં;

બહુ દુઃખમાં પણ દીનઉપર જે દયા કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

પીડાય તન તો ત્યાં સદા નિજ નાથનું મુખ નામ છે,
જેને સદા નિજ નાથને સુખ આપવાનું કામ છે;
જેનો સદા અનુકૂલ અલ્પ વિહારને આહાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

ઉંચી ન આંખ કરે કદી બોલે ન બરકીને બહુ,
હસવું રહે નિજ હોઠમાં સૌભાગ્યવંતી જે વહુ;
સંબંધમાં સર્વ પ્રકારે સંપ સાચવનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

નહિ જાય કોઈ સમાજ કે ઉત્સવવિષે પણ એકલી,
સર્વ પ્રકારે દીનતા જેને ભવે ભાસી ભલી;
દેખી અરે અવગુણ અવરના ખેદ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

પતિનો વધારે પ્રેમ પુત્ર પવિત્ર જે પામેલ છે,
ધર ધાન્ય જન યૌવને જે જગતમાં જામેલ છે;
દુર્જન તણાં દર્શન વડે જે હૃદયથી ડરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

કુલ જાતિના વર્ણાશ્રમોનાં ધર્મ કર્મ કર્યા કરે,
ગુરૂજન અને પતિની અનુજ્ઞા પાળતાં પગલું ભરે;
સંસારની શુભ રીતભાત સમગ્ર જે ભણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સંપત્તિમાં કોમલ રહી સુખરૂપ સંપ વધારતી,
મદ મોહ કામ ક્રોધને મનમાંહિથી જે મારતી;
જુઠી ચપલતા ચતુરતા જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સદ્બોધ આપી બાળકોને પ્રેમ પૂરે પાળતી,

પ્રારબ્ધથી જે સાંપડયું તેમાંજ મનને વાળતી;
સુખદુઃખના દિવસો વિષે જે ધૈર્ય બહુ ધરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

ટાણે કટાણે કયાંહિ સાથ વિના કદી જાતી નથી,
નાચી નદીના તીરપર વસ્ત્રોવિના ન્હાતી નથી;
ન જણાય અંગ જરાય એવો વેષ જે ધરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

વિદ્યા વિનોદ વિચાર શુભ ગુણરૂપ યૌવન અંગના,
નિજ નાથ સારૂ સર્વ અંતરમાં ગણે જે અંગના;
સાધન સજે સુખનાં અને શુભ સંપ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સખિઓતણા જે સાથમાં નવરી થઇ નાચે નહીં,
સંપત્તિના સુખભોગમાં મનમાં જરા રાચે નહીં;
વ્રત નિયમ પાળી નાથને જે સર્વ સુખ દેનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સત્તાપ્રમાણે ખરચ રાખે જે છકી ન જતાં બહુ,
ભૂલે નહીં જે ભાન નિજ કુલ જાતિ સદ્‌ગુણનું સહુ;
નિજ દોષને જાણી જઈને તરત જે તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

દેખી અવરનાં દુઃખને જે હૃદયમાં દૂખાય છે,
સુખમાં નિહાળી સર્વને જે અધિક રાજી થાય છે;
સંબંધિઓના દોષને ગુણરૂપ જે ગાનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

બહુ બાળકોને બોધ સદ્‌ગુણ આવવા આપ્યા કરે,
અજ્ઞાનની જડ ગાંઠને જે જન્મથી કાપ્યા કરે;

બહુ દુઃખમાં પણ દીનઉપર જે દયા કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

પીડાય તન તો ત્યાં સદા નિજ નાથનું સુખ નામ છે,
જેને સદા નિજ નાથને સુખ આપવાનું કામ છે;
જેનો સદા અનુકૂલ અલ્પ વિહારને આહાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

ઉંચી ન આંખ કરે કદી બોલે ન બરકીને બહુ,
હસવું રહે નિજ હોઠમાં સૌભાગ્યવંતી જે વહુ;
સંબંધમાં સર્વ પ્રકારે સંપ સાચવનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

નહિ જાય કોઈ સમાજ કે ઉત્સવવિષે પણ એકલી,
સર્વ પ્રકારે દીનતા જેને ભવે ભાસી ભલી;
દેખી અરે અવગુણ અવરના ખેદ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

પતિનો વધારે પ્રેમ પુત્ર પવિત્ર જે પામેલ છે,
ઘર ધાન્ય જન યૌવને જે જગતમાં જામેલ છે;
દુર્જન તણાં દર્શન વડે જે હૃદયથી ડરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

કુલ જાતિના વર્ણાશ્રમોનાં ધર્મ કર્મ કર્યા કરે,
ગુરૂજન અને પતિની અનુજ્ઞા પાળતાં પગલું ભરે;
સંસારની શુભ રીતભાત સમગ્ર જે ભણનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સંપત્તિમાં કોમલ રહી સુખરૂપ સંપ વધારતી,
મદ મોહ કામ ક્રોધને મનમાંહિથી જે મારતી;
જુઠી ચપલતા ચતુરતા જે જન્મથી તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.
સદ્બોધ આપી બાળકોને પ્રેમ પૂરે પાળતી,

પ્રારબ્ધથી જે સાંપડયું તેમાંજ મનને વાળતી;
સુખદુઃખના દિવસો વિષે જે ધૈર્ય બહુ ધરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

ટાણે કટાણે ક્યાંહિ સાથ વિના કદી જાતી નથી,
નાચી નદીના તીરપર વસ્ત્રોવિના ન્હાતી નથી;
ન જણાય અંગ જરાય એવો વેષ જે ધરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

વિદ્યા વિનોદ વિચાર શુભ ગુણરૂપ યૌવન અંગના,
નિજ નાથ સારૂ સર્વ અંતરમાં ગણે જે અંગના;
સાધન સજે સુખનાં અને શુભ સંપ જે કરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સખિઓતણા જે સાથમાં નવરી થઇ નાચે નહીં,
સંપત્તિના સુખભોગમાં મનમાં જરા રાચે નહીં;
વ્રત નિયમ પાળી નાથને જે સર્વ સુખ દેનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

સત્તાપ્રમાણે ખરચ રાખે જે છકી ન જતાં બહુ,
ભૂલે નહીં જે ભાન નિજ કુલ જાતિ સદ્ગુણનું સહુ;
નિજ દોષને જાણી જઈને તરત જે તજનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

દેખી અવરનાં દુઃખને જે હૃદયમાં દૂખાય છે,
સુખમાં નિહાળી સર્વને જે અધિક રાજી થાય છે;
સંબંધિઓના દોષને ગુણરૂપ જે ગાનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

બહુ બાળકોને બોધ સદ્ગુણ આવવા આપ્યા કરે,
અજ્ઞાનની જડ ગાંઠને જે જન્મથી કાપ્યા કરે;

પીડાવિના પતિપુત્રપહેલાં પ્રાણ પરહરનાર છે,
તે નારિનો સંસારમાં સુખરૂપ આ અવતાર છે.

( केशवकृति. )

---

## ગરબી.

માનની માનની માનની રે,
સખી સાચી શીખામણ માનની. ટેક.
વરના ઉપર બહુ વ્હાલ વધારી;
થાજે વિવેકી માનની રે,[1] સખી૦ માનની૦ ૧
કદી ન ખિજવિશ ઘરનાં જનોને;
માનિશ ન જૂઠિ સુણી કાનની રે, સખી૦ માનની૦ ૨
વરનું કહેલું તર્ત કરી દે;
સાથે તું ખા બીડી પાનની રે, સખી૦ માનની૦ ૩
કજીયા ટંટાનું મ્હોડૂં બાળીને;
લહેરો તું લે સંપપાનની[2] રે, સખી૦ માનની૦ ૪
જતન છૈયા[3]નાં નિતે તું રાખે;
વાતો તું કહે સહુ સાનની રે, સખી૦ માનની૦ ૫
કુછંદઆંધળી બની રહીને;
ખરાબી કર ના જાનની રે, સખી૦ માનની૦ ૬
નઠારી સંગત કદી ન સેવે;
થજે ઉદાર ધાનદાનની રે, સખી૦ માનની૦ ૭
ધીરજ ધરીને થજે સંતોષી;
ભૂલી જજે વાત તાનની[4] રે, સખી૦ માનની૦ ૮
નીતિધર્મોને ભાવે ભજીને;
મજા તું લે બ્રહ્મગાનનીરે, સખી૦ માનની૦ ૯

( नर्म कविता. )

---

૧ સ્ત્રી. ૨ સંપરૂપી શરબત પીવું તે. ૩ સન્તાન. ૪ મિજાજની.

(મૈયા ધનુષધારીનું ધ્યાન ધરો જો એ રાગ.)

બાઇઓ સારી શીખામણ સાંભળો જો,
કદી ન કરો કુસંગી સંગ જો;
મહા સતીના મતમાં ભળો જો,
રૂદે રાખો નીતિનો રંગ જો, સારી૦ ૧

સદા સમજીને મન સ્વચ્છ રાખીએ જો,
સ્વચ્છ રાખો પોતાનું શરીર જો;
ભગવતનામ મુખે ભાખીએ જો,
તરી પામીએ ભવજળ તીર જો, સારી૦ ૨

લંક લૂટવાનો લોભ નવ લાવીએ જો,
સદા સજીયે સુશીળ સંતોષ જો;
નિજ ઘર એમ નભાવીએ જો,
રિદ્ધિ કારણ ન રાખીએ રોષ જો, સારી૦ ૩

સંપ સારમાં સાર સંસારમાં જો,
સંપમાં છે સકળ સુખવાસ જો;
નહિ સંપ જ્યાં નરનારમાં જો,
ત્યાં તો ત્રાહ્ય ત્રાહ્યનો હોય ત્રાસ જો, સારી૦ ૪

સૌથી હળી મળીને હેત રાખીએ જો,
કદી કડવા ન બોલીયે બોલ જો;
દુઃખ પરવેર નવ દાખીએ જો,
જેથી તુટે પોતાનો તોલ જો, સારી૦ ૫

પ્રેમે પતિવૃતા વૃત પાળીએ જો,
પરનરશું ન રાખીએ પ્રીત જો;
ટાપટીપની ટેવ ટાળીએ જો,
રૂડી રાખીએ સાદી રીત જો, સારી૦ ૬

બહુ પરઘર જઇ નવ બેસીએ જો,
કોડે કરિએ પોતાનું કામ જો;

પાપ મારગે નવ પેસીએ જો,
જેથી ઠરીએ નરકને ઠામ જો, સારી૦ ૭

પોતે ભણીએ બીજીને ભણાવીએ જો,
સૌને દઈએ શીખામણ સાર જો;
હોય દુર્ગુણ તે હણાવીએ જો,
જેથી રીઝે જગત કર્ત્તાર જો, સારી૦ ૮

વળી વિદ્યાની ચોપડી વાંચીએ જો,
જેથી વાધે વિવેક વિશાળ જો;
મુરખ બાઈ બેશી માંચીએ જો,
ગપ મારી ગુમાવે કાળ જો, સારી૦ ૯

બોધ લાગે બાળાને સ્ત્રીબોધથી જો,
એવી વદીએ વિવેકની વાત જો;
કહીએ ન કોઈને ક્રોધથી જો,
સજો શાંતિ સ્વરૂપ સાક્ષાત જો, સારી૦ ૧૦

લેશ લાવો ન આળસ અંગમાં જો,
માંહી રાખો ચંચળતા ચિત્ત જો;
અખંડ રહો ઉછરંગમાં જો,
હૈયે ઈચ્છો સર્વનું હિત જો, સારી૦ ૧૧

દીન દેખી દયા દિલ લાવજો જો,
કદી કરશો ન કાળજું કઠોર જો;
માણસોને દુઃખથી મુકાવજો જો,
જાતે જેવું તમારૂં જોર જો, સારી૦ ૧૨

પોતે સુધરીને બીજી તે સુધારજો જો,
ડાહી થાવા દેજો જ્ઞાન દાન જો;
સદ્દગુણથી શણગારજો જો,
પાજો પીજો પ્રીતિ રસ પાન જો, સારી૦ ૧૩
સાસુ સસરા તણી સેવા કરો જો,

શીષ નામીને માગો આશિષ જો;
કરજોડી કહેવું કૃપા કરો જો,
એની આશિષે સુખ અહોનિશ જો. સારી૦ ૧૪

ભંગ કરશો ન વેણ ભરથારનું જો,
પ્રિય ગણજો જેવો નિજ પ્રાણ જો;
સુખ પામશો સંસારનું જો,
થશે વિશ્વમાં વિવિધ વખાણ જો. સારી૦ ૧૫

વૃદ્ધ સાથે વિવાદ ન કીજીએ જો,
મોટા જનની રાખો મરજાદ જો;
ખામી બતાવ્યે નવ ખીજીએ જો,
પરહરીએ પોતાનો પ્રમાદ જો. સારી૦ ૧૬

ગુણ ગાજો હરિનાં ગીતમાં જો,
મોટો સમજી તેનો મહિમાય જો;
ચોટાડી રાખો ચિત્તમાં જો,
જોજો જરિયે ન વિસરી જાય જો. સારી૦ ૧૭

જુઓ આદિત્ય ઇંદુ આકાશમાં જો,
જુઓ તારામંડળ તણું તેજ જો;
દીસે તે કશી ન ક્યાશમાં જો,
એનો ઉત્પન્ન કરનાર એજ જો. સારી૦ ૧૮

જુઓ સાગર શૈલ સરિતા ગણી જો,
જુઓ પૃથ્વીના પડનો પ્રભાવ જો;
વાણી વિલાસ રાગ રાગણી જો,
એવા બહુએ બનાવ્યા બનાવ જો. સારી૦ ૧૯

એણે આપણાં શરીર સજી આપીઆં જો,
પ્રતિપાલન કરે છે રૂડી પેર જો;
પાડ ન ગણે તે તો પાપીઆં જો,
એ તો અજ્ઞાનનું અંધેર જો. સારી૦ ૨૦

નથી અળગો રહ્યા કરી એટલું જો,
સ્નેહે લે છે સદૈવ સંભાળ જો;
કહો એ તો કામ છે કેટલું જો?
દુઃખ છેદેછે દીન દયાળ જો. સારી૦ ૨૧

એની આજ્ઞા ઉલ્લંઘી આપણે જો,
ચૂકી ચાલ્યાં સ્વચ્છંદી ચાલ જો;
દોષ ન ગયા દીલ ડાંપણે જો,
કૃપા રાખેછે તોય કૃપાળુ જો. સારી૦ ૨૨

માટે તજીએ તેને ભલી ભાતથી જો,
એના જાણી અનેક ઉપકાર જો;
પ્રાર્થના કરીએ પ્રભાતથી જો,
પાપ કાપી પમાડે પાર જો. સારી૦ ૨૩

પ્રભુ ચિંતા તમારી ચૂરશે જો,
મન માન્યું દેશે મહા સૂખ જો;
લાખ લાખ અભિલાખ પૂરશે જો,
નહિ દેખો દારિદ્ર કે દુઃખ જો. સારી૦ ૨૪

ધન ધાન્ય સન્માન શુભ પામશો જો,
વળી વધશે પ્રજા પરિવાર જો;
વિઘન વિવિધનાં વામશો જો,
અંતે કરશે ઈશ્વર ઉદ્ધાર જો. સારી૦ ૨૫

કોડે કરશો ભજન કૃપાળનું જો,
તજી તુચ્છ સ્વભાવ તતખેવ જો;
સ્વર્ગનું સુખ સદાકાળનું જો,
દેશે દલપતરામનો દેવ જો. સારી૦ ૨૬

## ' સખી પ્રત્યે શીખામણ '

### ગીરધારી રે, વાત કહું તે વિચારો—એ રાગ.

પ્રિય બેની રે, સુણો શીખામણ સારી, હું કહું તમને વિસ્તારી;
આ ભવમાં રે, સારી રીતિથી ચાલો, નવ આળસમાં દિન ગાળો.
દે જન્મ મરણ જન માથે રે,
સારાં કૃત્ય આવેછે સાથે રે;
પુણ્યદાન કર્યું જે હાથે રે,
તેથી કરજો રે, ઈચ્છા સફળ તમારી. હું કહું૦ ૧
નવ ધરજો રે, ક્રોધ ચિત્તની માંહિ, જેથી ક્લેશ થાય કદી નાહીં.
બેનભાઈ હેતે બોલાવે રે,
કોઈ રીસ કદી ન ચઢાવે રે;
સઉ સારાં સારાં કહાવે રે,
આચરજો રે, નીતિ પ્રીતે ઉર ધારી. હું કહું૦ ૨
દુર્જનની રે, સાથ વાત ન કરવી, પરનિંદા મન નવ ધરવી.
લજ્જાને નવ દૂર કરજો રે,
ખોટી આળથકી પણ ડરજો રે;
સારાં વચન મુખે ઉચરજો રે,
જેથી પ્રસરે રે, કીર્તિ લોકમાં ભારી. હું કહું૦ ૩
પતિસંગે રે, રોષ કરી નવ વદવું, કશું સંમતિવિણ નવ કરવું.
જેથી સુખ અતિશય આપે રે,
નવ સાસુ કદી સંતાપે રે;
કહી શાણું ઘરમાં સ્થાપે રે,
નણદીને રે, બેન તમે તો ધારી. હું કહું૦ ૪
વિદ્યાને રે, માન ઘણેરૂં આપો, સદ્દપુસ્તક ચિત્તે સ્થાપો.
વિદ્યાથી વૃદ્ધિ જાણો રે,
વિદ્યાવાળીને ચિત્ત વખાણો રે;

ઉંચી ઉમેદ મનમાં આણો રે,
જેથી કુળની રે કીર્તિ વાધે ન્યારી. હું કહું૦ ૫

લક્ષ્મી પર રે, મોહ તમે નવ લાવો, કદી ધનપતિપત્ની કહાવો.
લક્ષ્મીને અસ્થિર જાણી રે,
કરો દાન સુપાત્રને આણી રે;
જ્યમ પાય તૃષાર્તને પાણી રે,
તમે વરતો રે, ઉદારતા દિલ ધારી. હું કહું૦ ૬

નવ વિસારો રે, પતિ-પ્રભુને મનથી, નિત સેવન કરજો તનથી.
અંતે મોક્ષજ થાય તમારો રે,
જન્મ થાય જગતમાં સારો રે;
ભવદુઃખનો આવે આરો રે,
છેવટની રે આ શીખ જાણો સારી. હું કહું૦ ૭

## હરિગીત.

એ આર્ય બ્હેનો ઉર થકી, કુસંપ કલેશો પરહરો,
મદ, ક્રોધ ને આળસ ગણો સહુ દુઃર્ગુણો દુખનો ઝરો;
વાણી અસત્યજ ત્યાગીને પતિભક્તિમાં લીન થઇ રહો,
સખીં ! સદ્દગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૧

દ્રષ્ટાંત રૂપ જીવન જુઓ, અત્રિ રૂષિનાં પત્નિનું,
મૂકાવીયું અભિમાન બ્રહ્મા-વિષ્ણુ-ને શિવજી તણું;
શુભ નામ અનસૂયાનું નિત્ય નિરંતરે સ્મરતાં રહો,
સખીં ! સદ્દગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૨

શુભ જનકતનયા પ્રીતથી પતિસંગ વનમાં જઇ વસી,
દારૂણ દુઃખ અરણ્યનાં, તે ધૈર્યથી ધારી રહી;
શ્રીરામ મુખથી નામ જપતાં, અસુર જાય કીધો પરો,
સખીં ! સદ્દગુણો અંતર ધરી આનંદમય જીવન કરો. ૩

શાણી સતી દમયંતી, જેની કીર્તિ જગમાં ઝળહળે,
તજી એકલી નિર્જનવને, નળરાય ચાલ્યો કળીકળે;
વળી હાર કેરૂં આળ આવ્યું, સત્ય સંગી પ્રભુ થયો,
સખી! સદ્ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો, ૪

સતી સાધવી જે દ્રૌપદિ, દુર્યોધને દુઃખી કરી,
ભર સભામાંહે ચીર તાણ્યાં; દુષ્ટ નવ લાજ્યો જરી;
પતિભક્તિમાં એ લીન સતીને, સ્હાય શ્રીનરહરી થયો,
સખી! સદ્ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૫

વિખ્યાત સતી સાવિત્રી, રાણી સત્યવાનની જે હતી,
વૈભવ પિતાઘરનો તજી, આજ્ઞા પતિની પાળતી;
વનમાં પતિ નિજ મૃત થતાં, યમ પાસથીય મૂકાવીયો,
સખી! સદ્ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૬

શાન્તિ, ક્ષમા ને સત્યતા, વિનય, વિવેક ન વિસરો,
પતિ સાથ સર્વ કુટુમ્બને, આનંદથી રંજન કરો;
નિજ ધર્મ ઉર ધારી રહી, પ્રભુ ભક્તિમાંહી દૃઢ બનો,
સખી! સદ્ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૭

સુખરૂપ શુભ જીવન કરી, પ્રિયનાથને સુખી કરી,
સ્ત્રીજાતીનું કલ્યાણ કરી, આશિષ લેજો દેશની;
દ્રષ્ટાંતરૂપ જીવન કરીને, અમર કીર્તિ મેળવો,
સખી! સદ્ગુણો અંતર ધરી, આનંદમય જીવન કરો. ૮

(सौ. मनोरमा.)

---

અલબેલીરે અંબેમાત જોવાને જઈએ:—એ રાગ

સહિયર સાચી છે વાત, તે ધ્યાને ધરજો;
નિજહિત કરનાર વિચાર, રોજ તમે કરજો:
અભણપણું જાશે ભણવાથી, ગણતાં ગુણ બહુ થાશે રે;
આ સંસારતણાં દુઃખ સઘળાં, એ રીતેથી જાશે: તે ધ્યાને૦

બાલપણાથી માતપિતાને, દેવો શુભ સંતોષ રે;
ટેવ પડે આપણને તેનો, ન રહે તેને શોષઃ તે ધ્યાને૦

ભણીગણીને ડા'પણ સઘળું, વિનયવડે સઘરવું રે;
તરત સદા તન ને મનમાંથી, મલિનપણું પરહરવુંઃ તે ધ્યાને૦

કજિયો કે કંકાસ કશામાં, કોઈ દિવસ નહિ કરવાં રે;
આ સંસારવિષે સુખકારક, સદાચરણ આચરવાંઃ તે ધ્યાને૦

સદ્ગુણથી સુખ થાય સદાનાં, દુર્ગુણ દૂર રહે છે રે;
અંતરનું અભિમાન ટળીને, શાંતિ સદૈવ રહે છેઃ તે ધ્યાને૦

સંપ સગામાં સહુની સાથે, સાચવશો તો સારૂં રે;
સારૂં કરતાં સુખ ઉપજે છે, નરતે થાય નઠારૂંઃ તે ધ્યાને૦

કામકાજ સહુ શીખી લેવાં, વિનય વિવેક વધારી રે;
રીતભાત સારી સંઘરવી, તજવી ટેવ નઠારીઃ તે ધ્યાને૦

સદાચરણથી સુખ ઉપજેછે, જગતવિષે જય થાય રે;
તે સાથે વિદ્યા મળવાથી, સંકટ સઘળાં જાયઃ તે ધ્યાને૦

દુર્જન નિંદે જેમ ન જનમાં, સુજનો હસે ન જેમ રે;
લોક વખાણે સુખ પણ ઉપજે, કરવું નિશદિન તેમ રેઃ તે ધ્યાને૦

સુંદર કપડાં ઘણાં ઘરેણાં, સુંદર તેમજ રૂપ રે;
સારી વિદ્યા ને શુભ ગુણવિણ, શું દેવોછે ધૂપ રેઃ તે ધ્યાને૦

આછકડું અથવા અતિ ઝીણું, વસ્ત્ર ન અંગે ધરવું રે;
કામવિના કુળવાન દિકરીએ, ફોગટ કયાંહી ન ફરવુંઃ તે ધ્યાને૦

પીઠ થઈ પરનિંદા તજવી, ભભકે નહિ ભરમાવું રે;
પોતાને ને પરને પીડે, તે વાતે શરમાવુંઃ તે ધ્યાને૦

માન અને અપમાન થયાની, વાત ન કરવી બીજે રે;
કરવાં કામ કુશળતા પામી, શરીરથી જે સીજેઃ તે ધ્યાને૦
શીળ સદા સાચવવું સજની, મન માયાળુ કરવું રે;
સારૂં નરસું પ્રથમ વિચારી, કામ કુશળ આદરવુંઃ તે ધ્યાને૦

અંગ ઉઘાડું ન રહે એવાં, સાદાં કપડાં સારાં રે;
રૂપાળાં પણ અંગ ન ઢાંકે, તે છે નકી નઠારાં: તે ધ્યાને૦

ન્હાવું ધોવું ચોખું રે'વું, પ્રભુમાં કરવી પ્રીતિ રે;
લાજ વધે પૃથ્વીમાં જેથી, સંઘરવી તે રીતિ: તે ધ્યાને૦

નાચ તમાસા નાટક જેવાં, ખેલ બને જે ખાસા રે;
અણુસમજૂ જન એ પંથેથી, સુખની રાખે આશા: તે ધ્યાને૦

વિવિધ પ્રકારે મન વશ રાખી, કુશળપણે કેળવવું રે;
આપણને હાથે નહિ એકે, સુખ–દુઃખ સઘળું મળવું: તે ધ્યાને૦

સુખમાં છકી ન જાવું સજની, ડરવું ન કદી દુઃખમાં રે;
પરને પિડે એવાં અઘટિત, વચન ન આપે મુખમાં: તે ધ્યાને૦

વિના રજાએ કદી એકલાં, ઘરથી દૂર ન જાવું રે;
સંબંધીને સુખ ઉપજાવી, પોતે સુખિયાં થાવું: તે ધ્યાને૦

શુભ મારગ લહિને સંચરતાં, આનંદે દિન વીતે રે;
આ અવતાર અફળ ન જવા દે, જગત વિષે તે જીતે: તે ધ્યાને૦

(केशवकृति.)

~~~~~~~~~~

અલબેલી રે અંબે માત જોવાને જઈએ—એ રાગ.

આ જગમાં અબળા જાતીએ, પતિવ્રત પાળવું સાચું રે;
તીર્થ વ્રત જપ તપ સાધે પણ, પતિવ્રતવિણ સઉ કાચું રે: આ૦ ૧
ઘણી અબળા તો સબળા સમ થઇ, આપે પતિને અતિપીડા રે;
પાપણીઓ તે બહુ દુઃખ પામે, પડી નરકે થઇ કીડા રે: આ૦ ૨
કડવાં વેણ વદે પતિને, જીભે ઉગે કાંટા રે,
સંગ કરેએ અભાગણીનો જે, તેને પણ નડે છાંટા રે: આ૦ ૩
ડોળા કાઢી પતિને ધમકાવે, આંધળીનો જન્મ પામે રે;
દુઃખ દઇ પતિનું મન દઝાવે તો, યમ પણ તેને ડામે રે: આ૦ ૪
~~~~~~~~~~

પતિ પણ વણુવાંકે કો સતીને, દુઃખ દઇ મનમાં ફુલે રે,
(તો)ઘાડા વનમાં અજગર થઇને, મહા દુઃખ પામી ડુલે રેઃ આ૦ ૫
નારીએ તો નાથ નિરંતર, સેવી સુખીયાં થાવું રે;
નૃસિંહપ્રભુપદ નિત્ય ભજીને, આ પદ સહુએ ગાવું રે. આ૦ ૬

ઓધવજી સંદેશો કહેજો શ્યામને—એ રાગ.

જાણો તો વશકરણી વિદ્યા જાણજો,
અબળા સેંજે[1] સબળ થશો સંસાર જો,
મંતર જંતર તંતર જૂઠાં ભામણાં,[2]
જીભે મીઠાં મન મીઠાં સુખસાર જો. જાણો૦ ૧

જાપ અજપ પ્રીતિ નામ જપો મનથી તમે,
વ્રત પતિસેવા તનમનથી સચવાય જો,
દીક્ષા લો રતિપતિની[3] સાચી નિર્મળી,
માગો વર પરસ સુખમાં ભેદ ન થાય જો. જાણો૦ ૨

પ્રેમતણો રસ ઝીલ્યો સીતા રામ શું,
એ રસ પીધો ગોપી શ્યામ શરીર જો,
સાવિત્રી મીરાં સર્વે એમાં ગળ્યાં,
દ્રૌપદી તારા મંદોદરી સતી શિર જો. જાણો૦ ૩

દોરી પ્રેમતણી જગજીવન જાણ જો,
એણે બાંધ્યાં નવ છોડ્યાં છોડાય જો;
રૂપ રંગ રસ સાંધ્યાં ઉખડે સેંજમાં,
અંગ પડે પણ પ્રેમ નહિ પલટાય જો. જાણો૦ ૪

પ્રેમથકી જગ ભાસે સઘળું એકમાં,
એક રસે દૃઢ ભક્તિ ભજે ગુણવાન જો;
મૂરખ પ્રેમમણિનું તેજ ન ઓળખે,
અથડાઈ મરતાં પણ ન લહે સાન જો. જાણો૦ ૫

---

૧ સહજમાં. ૨ ફાંફા ૩ સ્નેહ.

વશ તેને પ્રભુ જે રસ જાણે પ્રેમનો,
વૃક્ષ જંતુ જળ જનનો તે શો ભાર જો;
વિષ અમૃત ઝટ અગ્નિ શીતળ ઉકળે,
એવાંને મુજ વંદન વારંવાર જો. જાણો૦ ૬

(મણિભાઇ નભુભાઇ.)

## ગૃહિણીનો ધર્મ.

આવો ને નંદલાલ રમવા આવો ને રે-એ ઢાળ.

પતિપર પ્રીતિ પ્રીતિ રે, રાખો રામા હમેશાં,
એજ સુધર્મની રીતિ રે :—રાખો૦
પતિમય જીવન પ્રેમથી કરવું, નીતિ તુમ્બીથી[1] ભવાબ્ધિમાં[2] તરવું,
રાખી પ્રભુની ભીતિ રે :—રાખો૦
સદ્ગુણી થૈ શીયળ સાચવવું, આર્યધર્મરીતે આચરવું,
મળશે સુખ સંપત્તિ રે :—રાખો૦
રાખો સ્વચ્છ શરીર આભૂષણ, ટાળો કરી શુદ્ધ અંતર દૂષણ,
શાસ્ત્રવચનમાં પ્રતીતિ રે :—રાખો૦
"આર્યા" આપણે એમ ગૌરવ રાખો, ઉચ્ચ વૃત્તિથી સતીત્વજ રાખો,
અંજાઈ જાય આક્ષિતી રે :—રાખો૦
ગૃહિણી બની ગૃહતંત્ર ચલાવો, સુખદુઃખમાં સમભાવ બતાવો,
સ્વામીતણા દઇ શાન્તિ રે :—રાખો૦
સત્ય અને પ્રિય વેણ ઉચારો, ખંતેથી ગૃહકાર્ય સુધારો,
દીપાવો કુલવંતી રે :—રાખો૦
સંપી કુટુંબમાં ખ્યાતિ વધારો, સંભાળ શિશુ[3]તણી ઉર ધારો,
શીખવો ધર્મને નીતિ રે :—રાખો૦

---

૧ તુમડું. ૨ ભવસાગર. ૩ બાળક.

લાજ મરજાદ જરી નહિ મુકો, સત્યનો માર્ગ કદી નહિ ચૂકો,
શમદમથી મન જીતી રે :—રાખો૦

ઇર્ષા નિંદા લોભને ત્યાગી, સંતોષેથી બનોને સુભાગી,
નિજઘરની વિચારો સ્થિતિ રે :—રાખો૦

આનંદ મંગલ વરતો હમેશાં, ટાળો ઉદાસી પતિની સુવેશા,
અમર થાઓ લઈ કીર્તિ રે :—રાખો૦

સંગતી સારી સખીની કરજો, અલ્પ વચન આ ઉરમાં ધરજો,
સંભારજો અથ ઈતિ રે :—રાખો૦

( जन्मशंकर गीरजाशंकर )

---

રઘુપતિ રામ હૃદયમાં રેજો રે:—એ રાગ.

સદાચાર પાળવો બહુ સારો રે, એજ ધર્મ ખરો છે તમારો: ટેક.

ધન વિદ્યાતણો મદ તજવો રે, સુખકારક મારગ સજવો રે;
પીડા પરને કરી નહીં પજવો : સદા૦

સત્ય બોલવું ચાલવું ચોંપે રે, જેમ જગતપિતા નહીં કોપે રે;
એથી આપનું કુળ ઓપે : સદા૦

સ્મૃત્તિ શાસ્ર બતાવે જેવું રે, શુદ્ધ ચિત્ત કરી નીત્ય રે'વું રે;
અન્ય વાતમાં હૃદય ન દેવું : સદા૦

આષા તૃષ્ણા તજી કોઇ દેછે રે, શાંત થઇને સદા સુખ લેછે રે;
શુદ્ધ આનંદનું રૂપ તે છે : સદા૦

પાળવો નિત્ય નિજનો ધર્મ રે, સાચો અંતરમાં લઇ મર્મ રે,
કરવાં યશકારક કર્મ: સદા૦

ક્રોધ કામ સદા પરહરવા રે, લોભ મોહ વળી વશ કરવા રે;
મદ મત્સર દેવા ન ઠરવા : સદા૦

અભિમાન ન લાવિએ લેશ રે, કદિ કરિએ નહિ કાંઇ કલેશ રે;
વદિએ નહીં વાક્ય વિશેષ: સદા૦
પરનિંદા સદા પરહરવી રે, દયા દીનજનોપર કરવી રે;
નહિ નીતિની વાત વીસરવી: સદા૦
નિત્ય તન મન નિર્મળ કરજો રે, શીળચિંતામણી સંઘરજો રે;
દુષ્ટ દુર્ગુણદૈત્યથી ડરજો: સદા૦
ધર્મ વા'ણ વિના સંસારે રે, અન્ય આવી નહિ કોઇ તારે રે;
એમ જાણવું નિશ્ચે તમારે: સદા૦
નિત્ય નિર્મળ ચિત્ત કરીને રે, નિજ ધર્મને ધામે ઠરીને રે;
પામવું શુદ્ધ એક હરીને: સદા૦
જ્યારે ઉત્તમ જન્મ મળ્યો છે રે, પુણ્યનો પુંજ[1] તો ઉખળ્યો છે રે;
દૈવઇચ્છાથી દિવસ વળ્યો છે: સદા૦
હાથ આવેલ હીરો ન હારો રે, ચતુરાં! કાંઇ ચિત્તે વિચારો રે;
શાણાં! સફળ કરો જન્મવારો: સદા૦
સેવા નારિએ નાથની કરવી રે, અન્ય વાત બધી પરહરવી રે;
તેમ પ્રીતિ સંપાદન કરવી: સદા૦
દંપતીએ હળી મળી રે'વુ રે, બીજા આશ્રમ સુખ લેવું રે;
થાય નિંદા તેવું તજી દેવું: સદા૦
ભાવે ઈશ્વરનું પદ ભજવું રે, કામ બંધનકારક તજવું રે;
સુખકારક સાધન સજવું: સદા૦

(केशवकृति.)

## રૂચિરા છંદની ચાલ.

સખિયો સાચી વાત કહું છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે. સ૦

---

૧ ઢગલો.

કોઇ પ્રસંગે કોઇ સમયમાં, ઘરમાં કે જળ ઘાટે રે;
ઓીજન પણ નિજ અંગ ન દેખે, જાતાં વળતાં વાટે રે. સ૦

વાવ સરોવર નદિયે નાવા, કુળવાને નહિ જાવું રે;
જરૂર જાવું કદિક પડે તો, નિર્મર્યાદ ન નાવું રે. સ૦

જરૂર પડે તો પ્રૌઢપણાથી, જાવું ગુરૂજન સંગે રે;
સરખે સરખાંની હાંસી પણ, ન કરો કોઈ પ્રસંગે રે. સ૦

ધીરી ચાલ વિચારી ચાલો, નાક પઘોર નિહાળી રે;
રૂપ અને યૌવનના મદથી, મનને પાછું વાળી રે. સ૦

અજવાળે ઉભીને કપડાં, કોઇ દીવસ નહિ ધરવાં રે;
ધરવાં વસ્ત્રાભૂષણ તે પણ, જેમ ન લાગે વરવાં રે. સ૦

ઊંચાં નીચાં અંગ લાગે, ઓઢણ ઓઢો એવાં રે;
આછકડાં ને અંગ ન ઢાંકે, તજવાં કપડાં તેવાં રે. સ૦

ઊંચે સ્વરથી વાત ન કરવી, હોઠ બહાર ન હસવું રે;
સદાચરણી સડક ઉપરથી, તલભાર નહીં ખસવું રે. સ૦

બારે કે બારીમાં લટકી, જાતે કાંઇ ન જોવુ રે;
જે તે વાત વિષે અણુસમજે, રીસ કરી નહિ રોવું રે. સ૦

પીડા થાય હૃદયમાં પરને, એવાં વચન નકારાં રે;
સુખ ઉપજેને આશિષ આપે, એવાં સમજો સારાં રે. સ૦

ભાંડ ભવાઈ નાચ તમાસા, નયને નહિ નિરખિયે રે;
પોતાનાને પરની નિંદા, સાંભળવી નહીં સખિયે રે. સ૦

નહિ ખાવા સમ દેવા ન કદી, સાખ[1] ન ખોટી ભરવી રે;
માન અને અપમાન તણી પણ, વાત ન બીજે કરવી રે. સ૦

દળવા, ભરવા કે આથડવા, પરને ઘર ન જાવું રે;
દુઃખ અને સુખ જે પોતાને, ગાંડાં કયાંય ન ગાવું રે. સ૦

---

૧ સાક્ષી.

મારે આમ અને આવું રે છે, વાત ઉઘાડી એવી રે;
હરખપદુડાં થઈને પોતે, બીજાને નહિ કહેવી રે. સ૦
શું કહું એનો સર્વ પ્રકારે, સદ્ગુણ સઘળા લેવા રે;
ગુરૂજન ને પતિનું પ્રિય કરવું, એ હરિહરની સેવા રે. સ૦
મનન સદા પતિપદનું કરવું, ગુણ ઇશ્વરના ગાવા રે;
સુખ મેળવવા સઘળાં સાચાં, દુઃખ હૃદયનાં જાવા રે. સ૦
જપ તપ ઇશ્વરનું આરાધન, સાવધ થઈને કરવું રે;
કેશવ હરિનું અંતરમાંથી નામ કદી ન વિસરવું રે. સ૦

મોહી રહ્યાછું મંદ હાસ્યમાં–એ રાગ.

પતિને અતિ આનંદ આપતી, સતીની કૃતિ પતિને. ટેક.
ઘરની સ્થિતિ નિરખીને વિવેકથી નિભાવતી;
દુઃખડું દેખી દીલ નથી ડગાવતી. સતીની૦
સરસ રાંધી રસવતી સતી પતિ જમાડતી;
મંદમંદ હસીને હસાવતી. સતીની૦
આકરો સ્વભાવ સાસુ નણંદનો સંભાળતી;
કામથી નથી કદી કંટાળતી. સતીની૦
ચીજ રકમ ઘરની ઘટિત સ્થાનકે ઠરાવતી;
સ્વચ્છતાથી આંગણું શોભાવતી. સતીની૦
કુથલી કરી નકામો વખત નથી કાઢતી;
કોઈથી બોલી નથી બગાડતી. સતીની૦
માન વિના માનવીને માનથી બોલાવતી;
સુજશ નાતજાતમાં જમાવતી. સતીની૦
સુમતી સમર્પી[1] સદા સંતતી સુધારતી;
હેત સગાંવ્હાલાંથી વધારતી. સતીની૦

---
૧ આપી.

ઉત્તમ આભરણુ સદાચરણુથી શોભાવતી;
આજ્ઞા પતિની સતી ઉઠાવતી. સતીની૦
સ્નેહજળે આપતાપ સ્વામીના સમાવતી;
મધુર વચન મોતીડે વધાવતી. સતીની૦
શીખ શીવ સુત કે સવની સદા સ્વિકારતી;
સર્વ વાતે સ્વામીને સમારતી. સતીની૦

---

હરિ ભજન વિના દુઃખદરિયા સંસારનો પાર ન આવે:—એ રાગ

સુણુ સાહેલી મન જેનાં મોટાં તે મોટા જાણુવા;
આ ગુણુવડે ઊંચ જનોને પરખી તુર્ત પિછાણુવા.
કુળ કે ધનનું અભિમાન નથી, મનમાં કદી કૂડ વસે ન રતિ;[૧]
દુઃખીઆ જનની દિલ દાઝ અતિ, સુણુ સાહેલી૦ ૧
ધનવાન વડો ધન વાપરશે, જન શંકદયા દિલમાં ધરશે;
પર કાજ, કસી તન, તે કરશે, સુણુ સાહેલી૦ ૨
ખુશ રહે દીનનાં દુઃખડાં દળીને, સહુ સજ્જન સાથ હળીમળીને;
વદશે શુભ વેણુ લળીલળીને, સુણુ સાહેલી૦ ૩
પરમાર્થવિષે મથતોજ રહે, દિલ દુશ્મનનું પણુ હિત ચહે;
સુખ શાંતિતણું શુભ તેજ વહે, સુણુ સાહેલી૦ ૪
કટુ વેણુ કદી જન કો ઉચરે, કુળવાન વડો મનમાં ન ધરે;
ધરી ધીરજને સૌ બોધ કરે, સુણુ સાહેલીરે૦ ૫
બહુ માન મળ્યે નવ ગર્વ ધરે, અપમાનથકી નવ શોચ કરે;
નિજધર્મ ધરી સુખમાં વિચરે, સુણુ સાહેલી૦ ૬
કદી આપ વડાઇ ઉર ન વસે, નવ લોભથકી લલચાયા કરે;
નિજધર્મ થકી એ ન ખસે, સુણુ સાહેલી૦ ૭
જયમ માનવી માન પછાડી ફરે, ત્યમ તે બહુ વેગ થકી વિચરે;
મન મોટું કર્યે સહુ અર્થ સરે, સુણુ સાહેલી૦ ૮

(બાપાલાલ.)

---

૧ જરાયે

મા પાવા તે ગઢથી ઉતર્યાં મા કાળી રે:—એ રાગ

સુંદરીઓને સજવા તણા હો શાણી રે,
શણગાર ગણાવું સોળ, શુણ મુજ વાણી રે.
શણગાર પ્રથમનો સ્વચ્છતા, હો શાણી રે,
અંગે કરવું અંઘોળ, શુણ મુજ વાણી રે. ૧

બીજે શણુગાર બહુ ભલો, હો શાણી રે,
ચોખાં તન ધરવાં ચીર, શુણ મુજ વાણી રે.
ત્રીજો શીરકેશ સમારવા, હો શાણી રે,
જેમ શોભે સુંદર શીર, સુણ મુજ વાણી રે. ૨

ચોથો તન સુગંધી ચોળવી, હો શાણી રે,
વળિ મુખ કરિએ મુખવાસ, સુણ મુજ વાણી રે.
શણગાર પુનિતર તે પાંચમો, હો શાણી રે,
થાય સુગંધ શ્વાસોશ્વાસ, સુણ મુજ વાણી રે. ૩

છઠ્ઠો કહું તે વળી છે ભલો, હો શાણી રે,
ભૂષણ તેમાં નહિ ભાર, સુણ મુજ વાણીરે.
શુદ્ધ વાણી તે છે સાતમો, હો શાણી રે,
મુખ મધુર મધુર ઉચ્ચાર, સુણ મુજ વાણી રે. ૪

શણગાર ઉત્તમ છે આઠમો, હો શાણી રે,
હસતો ચેહેરો જે હોય, સુણ મુજ વાણી રે.
નવમો જે લજ્જા નેણમાં, હો શાણી રે,
નવ તજે તપે મન તોય, સુણ મુજ વાણી રે. ૫

નિર્મળ દશમો છે નમ્રતા, હો શાણી રે,
અતિ રાગ સરસ અગિયાર, સુણ મુજ વાણી રે.
બહુ સંપ સજે તે બારમો, હો શાણી રે,
નિશ્ચય શોભે નરનાર, સુણ મુજ વાણી રે. ૬

તે પછી વખાણું તેરમો, હો શાણી રે,
વ્રત પતિવ્રતા પ્રખ્યાત, સુણ મુજ વાણી રે.

ચિત્ત ચાતુરતા તે ચૌદમો, હો શાણી, રે,
શિખે ભરત ચિતરની ભાત, સુણુ મુજ વાણી રે. ૭

પંદરમો પાઠ લખે ભણે, હો શાણી રે,
વળિ વદે વિવેકે વેણુ, સુણુ મુજ વાણી રે.
સખી એ સોળે શણુગાર છે, હો શાણી રે,
દુનિઆમાં અતિ સુખદેણુ, સુણુ મુજ વાણી રે. ૮

પણુ શબને તો શોભે નહીં, હો શાણી રે,
શણુગાર શરીર અખંડ, સુણુ મુજ વાણી રે.
એમ જીવધરમ તે જાણવો, હો શાણી રે,
દિસે જીવતો જેથી પંડ, સુણુ મુજ વાણી રે. ૯

ભક્તિ કરીએ ભગવાનની, હો શાણી રે,
તે વગર બધું છે વ્યર્થ, સુણુ મુજ વાણી રે.
સદ્ગુણવિણુ તન શણગારતાં, હો શાણી રે,
અતિ ઉલટો થાય છે અનર્થ, સુણુ મુજ વાણી રે. ૧૦

દિલમાં નિશદીન ધરિયે દયા, હો શાણી રે,
વળિ સજીયે સ્નેહી સ્વભાવ, સુણુ મુજ વાણી રે.
આળસ અંગે નવ આણીએ, હો શાણી રે,
જેથિ દિસે સરસ દેખાવ, સુણુ મુજ વાણી રે. ૧૧

સજવા શણુગાર સુશોભિતા, હો શાણી રે,
અંતરમાં સમજી આમ, સુણુ મુજ વાણી રે.
સૌભાગ્ય અખંડ સદા રહે, હો શાણી રે,
દે આશિષ દલપતરામ, સુણુ મુજવાણી રે. ૧૨

---

ગરબો

સખી ! હર્ષની મટૂકી મ્હારી ઉભરાય અતી, ઉભરાય અતી;
સખી ! તોએ તે જરાયે નથી ખાલી થતી, ખાલી થતી;
સખી ! આસપાસ હર્ષની શી રેલ મચી, રેલ મચી;

સખી ! ભાળ્યું સૌ જાગ જગે હર્ષે વસી, હર્ષે વસી;
સખી ! શિયળની સાડી મને દિવ્ય મળી, દિવ્ય મળી;
સખી ! શોભા શી ઇશે વળી એમાં ધરી, એમાં ધરી.

(**સાખી**) ગગન તણો છે રંગ શો! આછો મન હરનાર;
પે'રતાં ચિત્તડું ઠરે, વધે રૂપ અંબાર[1].
સખી ! કોરમાં શી લજ્જાની વેલડી વળી;
સખી ! જોતાં છે લોકતણી આંખડી ઠરી;

સખી ! કીર્તિનાં ફૂલડાં વચ્ચે ભર્યાં, વચ્ચે ભર્યાં;
સખી ! કસોટીકિરણે ઝળકી રહ્યાં, ઝળકી રહ્યાં. સખી ! હર્ષની૦

(સાખી) વળી વિનયની બૂટડી, ભરેલ નૌતમ[2] રીત;
ખેંચંતી અંતર અતિ દિવ્ય જનોનાં નીત.
સખી ! પાલવે શી ધર્મતણી પાંદડી ભરી;
સખી ! પાંદડીઓ વચ્ચે ટેક આંકડી[3] કરી;

સખી ! મમતાની માથવટી સાદી દીધી, સાદી દીધી;
સખી ! દાનતણે દોરડે શી શીવી લીધી, શિવી લીધી. સખી! હર્ષની૦

(સાખી) કર્યો ક્ષમાનો છેડલો, રસિયો છોગાદાર;
માયામોતી મહિં ભર્યો, મનરંજક કિરતાર.[4]
સખી ! સાડીનું પોત પતિભક્તિનું કર્યું;
સખી ! કુમળી કુમાસે મ્હારૂં કાળજું હર્યું;

સખી ! સાડીએ છે જગતનાં ચિત્તડાં હર્યાં, ચિત્તડાં હર્યાં;
સખી ! સાડી એ છે નાર કંઇ અમર કર્યા, અમર કર્યા. સખી! હર્ષની૦

(ચંદુલાલ મણિલાલ)

## ગીતિ.

સત્ય સરળતા સાથે, સદાચરણમાં સદૈવ મન રાખે;
સદ્દગુણથી શણગારે, દુઃખ અને સુખ સમગ્ર જે સાંખે.

---

૧ રૂપનોભંડાર ૨ નવિન ૩ સાંકળ ૪ જગતકર્તાએ

સંપ વધારે ભારે, ધર્મ વિષે ધ્યાન જે ધરે સારૂં;
પ્રૌઢ રહે તન મનથી, પુણ્ય કરે પ્રેમથી અતિ પ્યારૂં
પતિવ્રતાવ્રત પાળે, પ્રમદા જે પ્રેમથી સદાશાણી;
સફલ જન્મ છે તેનો, શાસ્ત્ર પુરાણોવદે એમ વાણી.

( केशवकृति. )

---

રઘુપતિ રામા હૃદયમાંહી રે'જો રે–એ રાગ.

હળીમળી સંપ અીયો વધારો રે,
સ્નેહ–ગાંઠ પરસ્પર બાંધો. હળી૦

ઊંચા ઉદ્દેશો રાખીને વર્તો રે,
રૂડાં કર્મો ઉત્સાહે આરંભો રે,
ફળ મીઠાં પછી ત્હેનાં ચાખો. હળી૦

હિન્દુ સંસાર સર્વે સુધારો રે,
કુરીવાજોને મૂળથી કાપો રે,
અીસમાજો સ્થળેસ્થળે સ્થાપો. હળી૦

સ્વામીસેવામાં તત્પર રહિયે રે,
સાસુસસરાનું મન સાચવિયે રે,
સર્વે સાથે સદા સંપી રહિયે. હળી૦

કલેશકંકાસને દૂર કરિયે રે,
સદા શાન્ત અને શુદ્ધ રહિયે રે,
ધર્મે પતિવ્રતાના સાચવિયે. હળી૦

સુખ સંતોષમાં માની લઈએ રે,
પતિભકિતમાં આનન્દ લઈયે રે,
વિશ્વેશ્વરનું વન્દન સાથે કરિયે. હળી૦

(सुदेव.)

## ગરબી.

સખી સદ્ગુણો સજીને જગે શોભવું જો,
નીચ સંગતિમાં કદી નવ થોભવું જો. સખી૰

દિવસ ઉગતાં ઉઠી નિશ્ચય ઉર ધારવો જો,
કોને કઠિન શબ્દ કદી નહિ ઉચ્ચારવો જો. સખી૰

કોનું મનથી પણ અનિષ્ટ નવ ઇચ્છવું જો,
ઇષ્ટ આપણું શા કર્મથી તે પ્રીછવું જો. સખી૰

અશુભ કર્મ ઓળખીને સદ્ય ત્યાગવાં જો,
શુભ કર્મ અને સુમતિ સદા માગવાં જો. સખી૰

આજ્ઞા વડિલની સદાય શિરે ધારવી જો,
અભિમાન તણી વૃત્તિ કળે મારવી જો. સખી૰

હરિગુરૂ સ્મરણ કરતાં પતિ સેવીએ જો,
મનહર પ્રભુ રીઝે વહીએ મતિ તેવી એ જો. સખી૰

(नृसिंहाचार्य.)

## રૂચિરા છંદની ચાલ.

સખિયો સાચી વાત કરૂં છું, સાર વિચારી સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે: સ૰

પોતે પહેલાં વહેલાં ઉઠી, અરૂણોદયને ટાણે રે;
ઊંઘ અને આળસને મેલી શયન વિસરિએ વાણે રે: સ૰

સ્મરણ સહજ ઇશ્વરનું કરતાં, ધ્યાનપરાયણ થાવું રે;
શરીર ચિંતા દૂર કરીને, શીતળ જળથી નાવું રે: સ૰

વસ્ત્ર પવિત્ર ધરીને અંગે, અંતરના [illegible]ંગે રે;
જાતે જાગૃત કરવા પતિને, હળવે કહિ ના દેવો રે. સા૰

દાતણપાણી પ્રથમ કરાવી, નવરાણી મળતું,
પીતાંબર આદિક ધરવાને, આગળ [illegible] તે કળતું રે. સા૰

ઈશ્વરસેવાની સામગરી, ચંદન પુષ્પ વિગેરે રે;
તૈયાર કરી દેવા ટાણે જ્યાં પીતાંબર પ્હેરે રેઃ સ૦

સંધ્યા સેવા સમયે પોતે, પાસે પ્રતિદિન રે'વું રે;
જે માગે મુખથી તે સમયે, તરત લયાવી દેવું રેઃ સ૦

પૂજાથી પરવારે ત્યારે, તેની પૂજા કરવી રે;
અંતર્ગત ગુરૂજનની સેવા, વનિતાએ ન વિસરવી રેઃ સ૦

દળવું પાણી ભરવું પ્રેમે, કરવી સરસ રસોઇ રે;
પ્રેમ કરી પોતે પીરસવું, સૂક્ષ્મ નજરથી જોઇ રેઃ સ૦

સહુને પ્રથમ જમાડી દાડી, પાછળ પોતે જમવું રે;
હોય કશું જો કામ કદીક તો, ગુરૂજનને જઈ નમવું રેઃ સ૦

કરતાં કામ નિરંતર ફરતાં, ભાવ વધારી ભારે રે;
મર્યાદા સચવાય નિરંતર, કરવું તેમ તમારે રેઃ સ૦

કામ બધું ઘરનું પરવારી, પે'રી સુંદર સાળુ રે;
અતઃપુરમાં બેશિ નિરંતર, ભરવું ભરત રૂપાળું રેઃ સ૦

વાંચન નીતિવિષયનું વાંચી, સાર વિચારી લેવો રે;
ઉદ્યમ કરવો નિત્ય ઉમંગે, સુખ ઉપજાવે એવો રેઃ સ૦

જે સમયે પતિ ઘેર પધારે, આપી આસન પાણી રે;
સુખ ઉપજે એના અંતરમાં, એમ ઉચરવી વાણી રેઃ સ૦

એજ પ્રમાણે ગુરૂજનને પણ, કુળમર્યાદા રીતે રે;
માન વધારી આશિષ લે જે, જગત વિષે તે જીતે રેઃ સ૦

શીળ સદાચરણે ને સાચે, પરમેશ્વર વશ કરવા રે;
સમય મળ્યો છે સારો તમને, ભવસાગર તરવા રેઃ સ૦

જપ તપ ઈશ્વરનું આરાધન, સાવધ થઈને કરવું રે;
કેશવ પ્રભુનું અંતરમાંથી, નામ કદી ન વિસરવું રેઃ સં૦
(केशव कृति.)

---

મારૂં માણેકડું રીસાવ્યું રે સામળીઆ–એ રાગ

નિત્ય સદ્ગુણ શૃંગાર સજિયે રે, સાહેલી.
નિજ પતિ પરમેશ્વર ભજિયે રે, સાહેલી.
આપણુ અબળા સબળા થઈને, દુર્ગુણ સઘળા તજિયે રે. સા૦
પુત્ર પુત્રીને ઉત્તમ નીતિ, માત પિતાની આવે,
દુર્ગુણી માત પિતાની સંગે, દુર્ગુણ મનમાં ભાવે રે. સા૦
તોપણ સદ્ગુણ સર્વે જગમાં, શોધી લેવા પ્રીતે,
સર્વથકી ઊંચા સદ્ગુણને, ધારીએ રૂડી રીતે રે. સા૦
કડવાં વેણ કહે આપણને, તો ધિર ધરિને સહિયે,
બોધ દિધે લાગે તેવાંને, મિષ્ટ વચનથી કહીએ રે. સા૦
સંગ કર્યા પહેલાં તે જનનાં, કુળ જ્ઞાતિને જોઇએ,
ઊંચા ગુણને કર્મ હોયતો, સ્નેહ કરતાં મોહિયે રે. સા૦
નીચશું પ્રીત ન કરવી ઝાઝી, ન બેસવું આસન સરખે,
આપણું હિત ઇચ્છી કરી જાણે, નેહ તે શું ધરીયે હરખે રે. સા૦
સંગીજન સંગે મળિયે તવ, ઉત્તમ વાતો કરીએ,
ઈશ્વર ભક્તિ કે નીતિ વિનાની, વાત સર્વ પરહરીએ રે. સા૦
આપણું હિત ને અન્યની ઇચ્છા, હોય તો તો વાણી વદીયે,
ઘટે [illegible]પ જન સાંભળવા ન ઇચ્છે તો વેણ ન વદિયે કહિયે રે. સા૦
ગુણ[illegible] [illegible]ત કરીને અંતે, સાર સર્વનો લેવો,
સુખ સહુ [illegible] કો વાત કરે તો, કાન કદિ ના દેવો રે. સા૦
[illegible]તણું પ્રિય આદિ સઘળું, જાય તો એ ફરી મળતું;
પણ ક્ષણ આયુષ, વળતું ન કો તે કળતું રે. સા૦

સર્વથકી છે આયુષ કિમતી, તે મિથ્યા કેમ ખોઈએ,
પળ પળનો કાળ પણ વિતે ત્યાં, શું હિત છે તે જોઈએ રે. સા૦

અજ્ઞાનીના સંગમાં બેસી ન નિંદા કોની કરીએ,
નિંદાઆદિ નીચ કર્મમાં અધ ક્ષણું પણ ના ઠરીએ રે. સા૦

ધનવંતાં આપણ છીએ તેથી, કામ કશુ નથી કરવું,
એમ વિચારી બેસી ન રહેવું, ન મિથ્યા હરવું ફરવું રે. સા૦

ઉત્તમ નીતિધર્મના ગ્રંથો, વાંચી સાંભળી ઠરવું,
વિષય અધર્મ તણા ગ્રંથોને, સુણતાં ચિત્તમાં ડરવું રે. સા૦

ધંધો ઉત્તમ યુક્તિથી કરવો કે, શિવવું ભરતજ ભરવું,
ઉત્તમ હિતને કસરત આપે, તે કામે ચિત ધરવું રે. સા૦

કામ બીજું કરિયે પણ બેહુની, કામતણો ભય ગણીએ,
હરઘડી ઈશ્વરસ્મરણ કરીને, સ્તોત્ર સ્તુતિના ભણીએ રે. સા૦

પારકું ધન અન્યાયે હરવા, પાપબુદ્ધિ ના ધારીએ,
ન્યાયવિના ઝાઝાંની ઇચ્છા (એ), લોભથકી નિત્ય ડરીયે રે. સા૦

બીજાનું સુખ દેખી આપણ, અંતરમાં ના બળીયે,
કલેશ કરી પતિને દુઃખ દેવા, ન ઘરમાં નિત્ય કકળિયે રે. સા૦

અગત્યના કારણવિણ અબળા, પરમંદિર નવ જઇએ,
કામ નીમિત્તે જાવું પડે તો, સીધે માર્ગે વહીએ રે. સા૦

સત્વર કાર્ય કરી નિજમંદિર, જાવું નિયમિત કાળે,
અન્ય સ્થળે રોકાઇ ન રે'વું, (જો) યુક્તિ કોઇ ખાળે રે. સા૦

અન્નવસ્ત્રથી દુઃખી જનોપર, કરૂણાદૃષ્ટિથી જોવું,
યથાશક્તિએ આપવું તેને, મિથ્યા દુઃખ ન રોવું રે. સા૦

ક્રોધ કરી અન્ય જીવોને, વ્યથા કદી ના કરવી,
આપણી સ્થિતિ વીચારી જ્યાં ત્યાં, આત્મબુદ્ધિને ધરવી રે. સા૦

મારૂં મારૂં નિશદિન કરીને, કલેશવડે ધન જોડી,
મૂર્ખ ન દાન દિયે, સુખ નવ લે, અંતે જાય સઉ છોડી રે. સા૦

એવી કૃપણતા લોભ સહિત તે, હૃદય વિષે ના રાખો,
સંસાર સારરહિત છે તેમાં, સાર હરિરસ ચાખો રે. સા૦

અગણિત જનને મરતાં જોઈને, અંતર ડર ના ધરવો,
પણ આપણને તો નથી મરવું, નિશ્ચય એ નવ કરવો રે. સા૦

સારાં કામ કરતાં આળસુ, કાલ કરીશ એમ કહે છે,
કાળ અચાનક આવી ગૃહે તવ, સત્કર્મવિણ તે રહેછે રે. સા૦

માટે અબળા શુભ કર્મોને. પ્રથમ કરો ઉર ધારી,
મનુષ્યદેહ છે દેવને દુર્લભ, ફરિફરિ ના'વે વારી રે. સા૦

જ્યાંલગી ઘર પરિવાર રહે, ત્યાંલગી આપણ નથી રહેવું,
એ જાણી અતિ પ્રીતવડે નવ, સંગી થઇને વહેવું રે. સા૦

અદેખાઈ નવ કરવી કહીએ, સુખદુઃખ જોઇ અવરના,
આપણે ઘર સંતોષે રહી, શુભ ગુણ ગાવા નિજવરના રે. સા૦

સર્વથકી આ સમજણ મોટી, કલેશ કહી ના કરવો,
સુખદુઃખ જે આવે તે સહેતાં, આનંદ ઉરમાં ધરવો રે. સા૦

પતિ તથા પરમેશ્વર સેવી, સદ્ગુરૂને પણ ભજજો,
સદાકાળ સુખને ઇચ્છો તો, દુર્ગુણ સઘળા ત્યજજો રે. સા૦

નૃસિંહ કુળવંતી યુવતીને, બોધ હિયે આ સાચો,
મનમાં ધારી, દુઃખ વિસારી, સબળા થઇને રાચો રે. સા૦

---

મામેરૂં મોંઘા મૂલનું—એ રાગ.

શુણો સમજુ સકળ નર નારીયો,
મોટો શીયળ તણો મહિમાય, શીઅળ પાળો સ્નેહથી.

જે કોઈ શીઅળ સારી રીતે સાચવે,
સરવે સુફલ મનોરથ થાય. શીયળ૦ ૧

સર્વથકી છે આયુષ કિમતી, તે મિથ્યા કેમ ખોઈએ,
પળ પળનો કાળ પણ વિતે ત્યાં, શું હિત છે તે જોઈએ રે. સા૦
અજ્ઞાનીના સંગમાં બેસી ન નિંદા કોની કરીએ,
નિંદાઆદિ નીચ કર્મમાં અધ ક્ષણું પણ ના ઠરીએ રે. સા૦
ધનવંતાં આપણુ છીએ તેથી, કામ કશુ નથી કરવું,
એમ વિચારી બેસી ન રહેવું, ન મિથ્યા હરવું ફરવું રે. સા૦
ઉત્તમ નીતિધર્મના ગ્રંથો, વાંચી સાંભળી ઠરવું,
વિષય અધર્મ તણા ગ્રંથોને, સુણતાં ચિત્તમાં ડરવું રે. સા૦
ધંધો ઉત્તમ યુક્તિથી કરવો કે, શિવવું ભરતજ ભરવું,
ઉત્તમ હિતને કસરત આપે, તે કામે ચિત ધરવું રે. સા૦
કામ બીજું કરિયે પણ બેહુની, કામતણો ભય ગણીએ,
હરઘડી ઈશ્વરસ્મરણ કરીને, સ્તોત્ર સ્તુતિના ભણીએ રે. સા૦
પારકું ધન અન્યાયે હરવા, પાપબુદ્ધિ ના ધારીએ,
ન્યાયવિના ઝાઝાંની ઇચ્છા (એ), લોભથકી નિત્ય ડરીયે રે. સા૦
બીજાનું સુખ દેખી આપણુ, અંતરમાં ના બળીયે,
કલેશ કરી પતિને દુઃખ દેવા, ન ઘરમાં નિત્ય કકળિયે રે. સા૦
અગત્યના કારણવિણ અબળા, પરમંદિર નવ જઇએ,
કામ નીમિત્તે જાવું પડે તો, સીધે માર્ગે વહીએ રે. સા૦
સત્વર કાર્ય કરી નિજમંદિર, જાવું નિયમિત કાળે,
અન્ય સ્થળે રોકાઇ ન રે'વું, (જો) યુક્તિ કોઇ ખાળે રે. સા૦
અન્નવસ્ત્રથી દુઃખી જનોપર, કરૂણાદૃષ્ટિથી જોવું,
યથાશક્તિએ આપવું તેને, મિથ્યા દુઃખ ન રોવું રે. સા૦
ક્રોધ કરી અન્ય જીવોને, વ્યથા કદી ના કરવી,
આપણી સ્થિતિ વીચારી જ્યાં ત્યાં, આત્મબુદ્ધિને ધરવી રે. સા૦
મારૂં મારૂં નિશદિન કરીને, કલેશવડે ધન જોડી,
મૂર્ખ ન દાન દિયે, સુખ નવ લે, અંતે જાય સઉ છોડી રે. સા૦

શીક્ષા સુંદર દલપતરામની,
જાણી કામની શીખો જરૂર. શીયળ૦ ૮

### દેશ રાગ—તાલ દાદરો.

રે, સખિ સત્ય સદા સુખકારી રે;
એથી અધિક લાભ કોઇ નહિ ભારી રે: રે૦

સત્ય પળાય તેજ ટેવ એક સારી રે;
પડે અન્ય ટેવ તે નકામ ન સારી રે: રે૦

સત્ય શણુગારના થવું અધિકારિ રે;
વાત કુડકપટની વિવેકથી વિસારિ રે: રે૦

સત્યમાં સહાય પ્રભુ ચાલવું વિચારિ રે;
સાચને ન આંચ કાંઈ કેશવ લગારિ રે: રે૦

### વસંતતિલકા.

રે'વું સદા સુખવિષે મનથી વિચારી,
વિદ્યા વિવેક વિનયાદિકને વધારી;
લીધે જવો જગતની પરથી સુબોધ,
આવે ન જેમ પરમાર્થવિષે વિરોધ.

આભૂષણો સુખદ સદ્ગુણરૂપ સારાં,
એના વિના અવર ભૂષણ તે નઠારાં;
પ્યારાં કરો પરમ પટકૂલ નીતિરૂપ,
જાણી સદા મનવિષે નિજનું સ્વરૂપ.

શીળસ્વભાવ સુખરૂપ વિચાર સર્વ,
રાખ્યા છતાં ન કરિએ તિલમાત્ર ગર્વ;
'હું' કોણ આ સફલ જન્મ કરાય કેમ?'
સત્કર્મ સાથ કરવો સુવિચાર એમ.

સોના રૂપાની શોભા ન સમજીએ,
શોભા સરસ શીયળ શણગાર; શીયળ૦
જેવાં નકટાંને ભૂષણ નાંખીઆં,
એવાં શિયળવિના નરનાર. શીયળ૦ ૨
વધે લાજ અધિક ઠીક લોકમાં,
પરલોકમાં મુક્તિ પમાય; શીયળ૦
સુખ સંપત્તિ શીયળથી સેવીએ,
રીઝે જગકરતા જગરાય. શીયળ૦ ૩
માટે શીયળ સરવ વિધે સાચવો,
તજો કામી હરામીનો સંગ; શીયળ૦
જરીએ ડરીએ ન મરણનો ડર ધરી;
ભારે ડરીએ શીયળ થતાં ભંગ. શીયળ૦ ૪
તજી લાજ બેઅદબી ન બોલીએ,
નહી ડોલીએ મદ છકમાંય; શીયળ૦
નીચી નજરે સરળ ચિત્તે ચાલીએ,
હાંસી મશકરી કરીએ ન કાંય. શીયળ૦ ૫
ફાટી આંખે ફરે જે કોઇ ફાતડા,
તેનું ડાટીએ માટીમાં મુખ; શીયળ૦
તજવી તજવી સોબત નીત્ય તેહની,
જેણે લજવી જનેતાની કુખ. શીયળ૦ ૬
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે,
જેણે કુળને લગાડયો ન ડાઘ; શીયળ૦
ભણી ગણીને જે શીયળ ન સાચવે,
એના ભણતરમાં ઉઠી આગ. શીયળ૦ ૭
હૈયા ફુટા બોલે બોલ હાંસીએ,
દેખી ફાંસીને નાશીએ દૂર; શીયળ૦

શીક્ષા સુંદર દલપતરામની,
જાણી કામની શીખો જરૂર. શીયળ૦ ૮

### દેશ રાગ—તાલ દાદરો.

રે, સખિ સત્ય સદા સુખકારી રે;
એથી અધિક લાભ કોઈ નહિ ભારી રે: રે૦

સત્ય પળાય તેજ ટેવ એક સારી રે;
પડે અન્ય ટેવ તે નકામ ન સારી રે: રે૦

સત્ય શણગારના થવું અધિકારિ રે;
વાત કુડકપટની વિવેકથી વિસારિ રે: રે૦

સત્યમાં સહાય પ્રભુ ચાલવું વિચારિ રે;
સાચને ન આંચ કાંઈ કેશવ લગારિ રે: રે૦

### વસંતતિલકા.

રે'વું સદા સુખવિષે મનથી વિચારી,
વિદ્યા વિવેક વિનયાદિકને વધારી;
લીધે જવો જગતની પરથી સુબોધ,
આવે ન જેમ પરમાર્થવિષે વિરોધ.

આભૂષણો સુખદ સદ્ગુણરૂપ સારાં,
એના વિના અવર ભૂષણ તે નઠારાં;
પ્યારાં કરો પરમ પટકૂલ નીતિરૂપ,
જાણી સદા મનવિષે નિજનું સ્વરૂપ.

શીળસ્વભાવ સુખરૂપ વિચાર સર્વ,
રાખ્યા છતાં ન કરિએ તિલમાત્ર ગર્વ;
'હું' કોણ આ સફલ જન્મ કરાય કેમ?'
સત્કર્મ સાથ કરવો સુવિચાર એમ.

ઉંચા સદાચરણથી પ્રભુ વશ્ય થાય,
સદ્ધર્મ સઘળાં સુખનો ઉપાય;
બીજા બધા વિષયમાં કરીને અભાવ,
વાણી ક્રિયા મન વડે થઇ શુદ્ધ સાવ.

સેવા કરો પ્રણયથી રહિ શાન્ત દાન્ત,
સાચા સદૈવ પરમેશ્વર એક કાન્ત;
પાળી સદચરણનો સખી પંથ સારો,
પોતે તરી અવરને પણ તેમ તારો.

(केशव कृति)

## ગીત.

અમર રોહ રે બેન અમર રોહ.—ટેક.

પરણ્યાના પ્રેમમાં અમર રોહ, નીતિ ધરમના—
નેમમાં અમર રોહ;
અમર રોહ રે બેન અમર રોહ.–૧

જશ મેળવી સુપંથમાં અમર રહો; ભણી વિદ્યા ને—
ગ્રંથમાં અમર રોહ;
અમર રોહરે બેન અમર રોહ.–૨

મન મોટે ત્રણ તાપમાં અમર રોહ, સત—
નર્મદ અલાપમાં અમર રોહ;
અમર રોહ રે બેન અમર રોહ.–૩





# ૨ સાસરે જતીને શીખામણ.

સુંદરબાઈ ચાલ્યાં સાસરીએ—એ રાગ.

સંસાર વિકટ વન સરખો છે;
સંભાળીને સાંચરજો બહેન, વચમાં રસ્તો વસમો છે;

ઠગ ચોર રહેછે કોઇ ઠામે;
ડરિને ડરિને ડગલાં ભરજો બહેન, વચમાં રસ્તો૦ ૧

ક્યાંઈ વાઘ વરૂના સ્વર સુણસો;
ક્યાંઇ મોર બપૈયા બોલે બહેન, વચમાં રસ્તો૦ ૨

ક્યાંઇ શીતળ છાયા સારી છે;
ક્યાંઇ તાપ તપે વણ તોલે બહેન, વચમાં રસ્તો૦ ૩

ગંભીર થજો ગભરાશો મા;
ધરિ ધીરજ આગળ ધસજો[૧] બહેન, વચમાં રસ્તો૦ ૪

વળિ સોબત પણ સજજો સારી;
શીખામણ શુભ સાંભળજો બહેન, વચમાં રસ્તો૦ ૫

અનુભવિ જનની આગળ જઈને;
પુછીને પંથ પળજો[૨] બહેન, વચમાં રસ્તો૦ ૬

સતીઓ જે રસ્તે ગઈ સજ થઈ;
તે નકશો જોજો નરખી બહેન, વચમાં રસ્તો૦ ૭

શું સારૂં ને શું નરશું છે;
પેખીને લેજો પરખી બહેન, વચમાં રસ્તો૦ ૮

---

૧ જજો.

તમે દયા ઘણી દીલમાં ધરજો;
દુઃખ દેખો જેને દેહે બહેન, વચમાં રસ્તો૦ ૯
મૃગતૃષ્ણા[1] જેવી મારગમાં;
નદિયો મોટી નિરખાશે બહેન, વચમાં રસ્તો૦ ૧૦
પણ તે પાણી નથીં પીવાનું;
પીવા જાનાર ઠગાશે બહેન, વચમાં રસ્તો૦ ૧૧
કોઇ ઠેકાણે બહુ કાદવ છે;
ઠરિયા પર્વત કોઇ ઠામે બહેન, વચમાં રસ્તો૦ ૧૨
પ્રભુકરૂણાથી કંઈ પાર પડયા;
દીઠાછે દલપતરામે બહેન, વચમાં રસ્તો૦ ૧૩

---

આસો માસો સરદ પુનમની સત્ય જો—એરાગ.

વ્હાલી બ્હેની જાવાની તું વિદેશ જો,
ગૃહ શ્વશુરનું શાંન્તીથી દીપાવજે;
રહેવું સુખ દુઃખ સાથ પતિના નિત્ય જો,
આપણું એ કર્તવ્ય પરમ તું લેખજે. ૧
હોય પતિ પ્રીતિહિન વ્યસની કે તામસી,
સુધારવા સ્નેહે સહુ સહીને યત્નથી;
પરઘર કદી નવ કરવીં વિપતની વાત જો,
પ્રભુએ દીધેલી સ્થિતિમાં સુખ માનીયે. ૨
પ્રેમસહીત નિજ સંતતીને સંભાળીને,
આપી શીક્ષણ જીવન ઉચ્ચ બનાવજે;
સુત સુતામાં ભેદ જરા નવ લેખવો,
દંપતીધર્મનું ફળ એ શુભ તું માનજે. ૩
સ્નેહસહીત તું ભગિનીને ઉપદેશજે,
જેથી થાયે આર્યભુમીને સુખ જો.

---

૧ ખારભુમિમાં ઝાંઝવા દેખાય છે તે.

રેશે નવ કદી દ્રવ્યથી આપણું નામ જો;
પેણ પતિવ્રતધર્મથી કીર્તિ ઝગઝગે.

(સૌ. પ્રમીલા.)

~~~~~~~~

રઘુપતિ રામ હૃદયમાં રેજો રે:—એ રાગ.

સાંભળ રૂડી શીખ રાજકુમારી રે,
મહા પરમ પાવનિ[1] પતિ પ્યારી. સાંભળ૦ ૧

માત તાત ને ભ્રાત જે સારાં રે,
આપણું અતિ હિત ઇચ્છનારાં રે,
તે તો પણ થોડાં સુખનાં દેનારાં રે. સાંભળ૦ ૨

સુખદાતા નારી સરવેને રે,
નિજ નાથ અધિક કહું એને રે,
નીચ નારી સેવ ન જે તેને. સાંભળ૦ ૩

ધર્મ ધીરજ સ્નેહિ સંસારે રે,
નિજ નારી સુદ્ધાં એ મારે રે,
પરખાય વિપતવેળા જ્યારે. સાંભળ૦ ૪

વૃદ્ધ નિર્ધન કે રોગવાળો રે,
બેરો અંધો કે જડ ક્રોધી કાળો રે,
અતિ દીન લંપટ કપટાળો. સાંભળ૦ ૫

નિજ નાથ એવાનુંય નારી રે,
અપમાન જે અતિ કરનારી રે,
યમપુર દુઃખ બહુ પામનારી. સાંભળ૦ ૬

નારીધર્મ સુનિયમ સરવને રે,
દિસે એકજ તે કહું તમને રે;
પ્રેમ પતિપદે મન કર્મ વચને. સાંભળ૦ ૭

---

૧ પાવન કરનારા.
~~~~~~~~

પતિવ્રતા જગતમન મ્હોતાં રે,
દીસે ચાર પ્રકારની જોતાં રે,
સંત કહે શ્રુતિસમંત[1] સોતાં. સાંભળ૦ ૮

ઉત્તમ મધ્યમ ને નીચ નારી રે,
ચોથી લઘુ પતિવ્રતા વિચારી રે,
કહું સમજાવી સૌ વિસ્તારી. સાંભળ૦ ૯

મુજ સ્વામિવિના જગ આખે રે,
અન્ય પુરૂષજ નથી અભિલાખે રે,
ઉત્તમ સતી એવું દ્રઢ કરી રાખે. સાંભળ ૧૦

નિજ ભ્રાત પિતા સુત જેવા રે,
દેખે પરજનને નિત તેવા રે,
મધ્યમ સતીના ગુણ એવા. સાંભળ૦ ૧૧

કુળધર્મ વિચારી રહેછે રે,
આડે પંથે ન પગલું ભરેછે,
તે કનિષ્ઠ ત્રિયા[2] શ્રુતિ કહેછે. સાંભળ૦ ૧૩

વિના સમય અને ભય સાથે રે,
રહે તેથી રીઝી સ્વામિ સાથે રે,
જાણો અધમ સતી ભલી ભાતે. સાંભળ૦ ૧૩

---

અચકો મચકો કારેલી:—એ રાગ.

એક સખી શિખામણ દેછે બ્હેન, સાંભળજો સહિયર મારી.
હિતકારક તમને તે છે બ્હેન, સાંભળજો સહિયર મારી.
જાઓ સાસરિએ જ્યારે બ્હેન, સાંભળજો સહિયર મારી.
થાઓ બહુ ડાહ્યાં ત્યારે બ્હેન, સાંભળજો સહિયર મારી.
સજની અતિ પતિને પ્રીતે બ્હેન, સાંભળજો સહિયર મારી.
સેવા કરજો શુભ રીતે બ્હેન, સાંભજો સહિયર મારી.

---

૧ વેદની સંમતિ ૨ સ્ત્રી;

તેને મનગમતાં રહિયે બ્હેન, સાભળજો સહિયર મારી.
કટુ વાક્ય વૃથા નહિ કહિયે બ્હેન, સાંભળજો સહિયર મારી

અતિ સરળ બોલથી બોલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
એ સઘળું હૃદયથી તોળો બ્હેન, સાંભળજો સહિયર મારી.

કદિ વાદ વૃથા નહિ કહિયે બ્હેન, સાંભળજો સહિયર મારી.
શિખામણ હૃદયે ધરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.

સાસૂજી કે' તે કરિયે બ્હેન, સાંભળજો સહિયર મારી.
કદિ ક્લેશ ન કરશો જરિએ બ્હેન, સાંભળજો સહિયર મારી.

સઘળાંને નમતાં રે'જો બ્હેન, સાંભળજો સહિયર મારી.
બહુ લાવ સંપનો લેજો બ્હેન, સાંભળજો સહિયર મારી.

દુર્ગુણ સઘળાને હરજો બ્હેન, સાંભળજો સહિયર મારી.
શુભ કર્મ કરે[1] આદરજો બ્હેન, સાંભળજો સહિયર મારી.

મન કામાદિકમાં લોભે બ્હેન, સાંભળજો સહિયર મારી.
એ આપણને નહિ શોભે બ્હેન, સાંભળજો સહિયર મારી.

ગુરૂજનની કરજો સેવા બ્હેન, સાંભળજો સહિયર મારી.
શુભ મારગ શોધી લેજો બ્હેન, સાંભળજો સહિયર મારી.

મદ મત્સર લેશ ન રાખો બ્હેન, સાંભળજો સહિયર મારી.
ભુંડું નહિ મુખથી ભાખો બ્હેન, સાંભળજો સહિયર મારી.

મેણાં નહિ મારો મુખથી બ્હેન, સાંભળજો સહિયર મારી.
છે અનુભવ એવાં દુઃખથી બ્હેન, સાંભળજો સહિયર મારી.

સૂવું નહિ પતિની પે'લાં બ્હેન, સાંભળજો સહિયર મારી.
નહિ રાખો તન મન મેલાં બ્હેન, સાંભળજો સહિયર મારી;

પરમેશ્વર પતિને માનો બ્હેન, સાંભળજો સહિયર મારી.
તેનાથી સુખ સહુ પામો બ્હેન, સાંભળજો સહિયર મારી.

---

૧ હાથે

એ ધર્મ આપણો ખ્હેલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
અતિ સરળ સુઘડને સ્હેલો બ્હેન, સાંભળજો સહિયર મારી.
કાને આ અરજી સુણજો બ્હેન, સાંભળજો સહિયર મારી.
કેશવની ભાવે ભણજો બ્હેન, સાંભળજો સહિયર મારી.

(केशवकृति.)

---

વ્રત રહિએ રે એકાદશી જળ જમુનાનાં જઈએ:—એ રાગ.

સુખની કહું એક વાત હું, સુણજો સહુ કાને;
કડિઓ કહું કેટલીક તે, ધરજો વળી ધ્યાને. ૧
જયારે જવું થાય સાસરે, તજી, તાતના ઘરને;
નમ્રપણું નિત્ય રાખવું, વાલાં થાવાને વરને. ૨
સંપ સદા સહુ સાથમાં, રાખિએ બહુ રૂડો;
સરળ સ્વભાવે રહી સદા, ભજીએ પંથ કૂડો. ૩
સમવય સાથે ન બેસિયે, વાતો કરવા નમાલી;
સમય મળ્યો જે અમૂલ્ય તે, નહિ ખાળિએ ખાલી. ૪
શણગાર શીળતણો સજી, શોભા કરવી સદાની;
અન્ય ભૂષણ નહિ ઇચ્છિયે, એજ ટેવ મજાની. ૫
રાખવો રોજ લલાટમાં, ચાંદલો કંકુ કેરો;
કરિયે ઉદાસી ન કોઇ દિન, ચતુરાં નિજ ચેરો. ૬
શાંતિ વિના સુખ લેશ પણ, સમજો નહિ સજની;
શુદ્ધ વિચારવિષે સદા, ગાળવાં દિનરજની. ૭
ઘરની બહાર જવું નહિ, નહીં નવરાં રહેવું;
હૃદય બળે એવું અન્યને કોઈ વેણ ન કે'વું. ૮
આછકડાં પેરવાં નહીં, પટકુળ કોઇ
સાસુ જેવું સાથ લૈ જવું, જાવું હોય

રીસાળ ટેવ જો હોય તો, થાય દુઃખ શરીરે ;
ગંભીર મધુર અવાજથી, બોલ બોલિયે ધીરે. ૧૦

હેતે હળીમળી સર્વથી, ઘરનું કામ કરિયે ;
દોષ પોતાના પિંડનો, પ્રેમથી પરહરિયે. ૧૧

સ્વામીમાં દોષ કદિ પડે, કોઇ નયને કદાપિ ;
ગણુવો હ્રદય ગુણરૂપ તે, કુળવાને તથાપિ. ૧૨

જેમ બને તેમ સાધનો, સુખનાં નિત્ય સજવાં ;
દુઃખકારક સઘળાં વળી, કારણે પણ તજવાં. ૧૩

સંસારમાં સુખ પામવા, મન હોય વધારે ;
પ્રેમવિના પ્રાણુનાથના, ન મળે તે લગારે. ૧૪

તેની રજા લઇને બધાં, કામકાજને કરિએ ;
એજ મારગપર ચાલતાં, દુઃખ થાય ન જરિએ. ૧૫

સ્વચ્છ સદન[1]ને વદન[2]સદા, રાખવાં સતીઓએ ;
મારે મેણાં કોઇ મૂર્ખિઓ, મન ગણુવાં ન કોયે. ૧૬

સંતોષ રાખવો સર્વદા, સતીએ સુખકારી ;
વાત હ્રદયમાંહિ રાખવી, લાભકારી વિચારી. ૧૭

પતિપદની પૂજાવડે, વનિતા શુદ્ધ થાય ;
પ્રાણુપતિના પ્રતાપથી, પુણ્ય પૂરાં પમાય. ૧૮

સસરા સાસૂની સેવા કરો, માતા તાતના સરખી ;
આશિષ ગુરૂજનની સહુ, મેળવો મન હરખી. ૧૯

નીચી નજર નિત્ય રાખવી, બળ કરવું ન ભ્હેને ;
દુઃખ હ્રદયમાં ઉપજે, તેવે ચડિએ ન ન્હેને. ૨૦

ખરચ ઉપજ સમ રાખિએ, ભભકાનું ન કામ ;
વસ્ત્ર આભૂષણુ કારણે, હાલાં ખરચો ન દામ. ૨૧

---
૧, ઘર. ૨, મ્હોં.

સ્વામીને વશ કરવાતણો, એક મંત્ર મજાનો ;
ઉપદેશ અંતરમાં ધરો, આ કુશળ કવિતાનો . ૨૨

પિયરપનોતાં થવું નહીં, પરણ્યા પછી કહિએ ;
મદ મત્સરના નિશાવડે, ન જરા પણ મદીએ . ૨૩

ક્રોધ કામ લોભ મોહ ને, મદ મત્સર સઘળાં ;
સદ્‌ગુણી શીળકટારથી, થજો જીતવા સબળાં . ૨૪

ગંભીર મન નિત્ય રાખવું, સર્વ વાતને જાણી ;
સમવયની સખિઓ મળી, સાથે જાવું ન પાણી . ૨૫

ઊંચે સ્વરે બહુ બોલતાં, લાજ હસતાં હરાય ;
દુર્ગુણ મેલ ટળી જવા, સજો સરસ ઉપાય . ૨૬

કંથ કહે તે સદા કરો, ઠરો સદ્‌ગુણ ઠામે ;
સેવા સ્વામીની સદા કરો, જેથી સુખ સહુ જામે . ૨૭

ઉપકાર કરવો અન્યનો, પુન્યનો પંથ જાણી ;
અપકાર પાપનું રૂપ છે, એવું મનમા પ્રમાણી . ૨૮

ઠેકડી ઠાલી કરી સુખે, જીભ કરવી ન હલકી ;
અન્યની આગળ અન્યની, વાત કરવી ન મલકી . ૨૯

પાપના પંથની રીતિઓ, સહુ નાંખવી તોડી ;
કેશવ કલ્યાણકારણે, વિનવે કર જોડી . ૩૦

( केशवकृति. )

---

કહાં ગયો પેલો મોરલી વાળો એ.—રાગ.

શાણાં, સુઘડ, સદ્‌ગુણી બની, વ્હેની સાસરે સુખીયાં થાજો રે,
સંસારે સૌ ઓીકર્તવ્યો, કરી પરમ પદ પાજો રે . શાણાં૦

છત્ર મિજાજ તો ત્યાગજ કરવો, જો સાસરીએ રહેવું રે ,
શાણપણે સૌ સાથે બોલવું, ચાલવું, લેવું, દેવું રે . શાણાં૦

મધુર વચન છે મધથી મીઠાં, જન મન રંજનકારી રે,
નારીનું ભૂષણુ નારીજ નહિ જે, નમ્રપણું ન ધરનારી રે. શાણું૦
સ્વજન, પરજન, દાસ, દાસી શું, વદવું વિધ વિવિધે રે,
સૌ સાથે સૌ લાયક ચાલવું, મા'લવું મારગ સીધે રે. શાણું૦
વણુકહે મન વર્તી વરતવું, સાસરે સૌ અનુસરતું રે,
પિયુરંજન પર તો મન નિશદિન, ખંતે અખંડજ ધરતું રે. શાણું૦
પ્રેમે પિયુ મન રંજન કરવું, માનિની ધર્મ એ મોટો રે,
ચાર પદારથ એથી પમાયે, અન્ય ઉપાય તે ખોટો રે. શાણું૦
સ્વામી સંબંધે શ્વશુર પક્ષની, સેવા કરવી સુરીતે રે,
માત પિતા સમ સાસૂ સસરા, માનવા મનથી નિત્યે રે. શાણું૦
પોતાનુંજ ઘર હવે થયું જે, તે તો સંભાળવું ભાવે રે,
ઘરગોઠવણી તો ગોરીનો, ગરવો ધર્મજ કહાવે રે. શાણું૦
રાતદિવસ મથી મરે મરદ જો, કરવા ઘરમાં કમાણી રે,
આણી કમાણી ન વાપરી જાણી, બાયડી નહિ તે ભુંડાણી રે. શાણું૦
શાણી સુઘડ સ્ત્રી રોજ કરે છે, રૂડી વ્યવસ્થા ઘરની રે,
કરકસર કરે, રહે સૌ સરસી, શોભા વધારે ઘરની રે. શાણું૦
ઘર જોઈ ઘર ધણીયાણીનું, સુલ કરે સૌ કોઇ રે,
જો ઘરમાં ગંદવાડો દેખે, કહે 'કુવડ, ફટ, મોઇ રે'. શાણું૦
સુઘડનાં ઘરબાર, ને ઓરડા, આરસા જેવા રૂપાળા રે,
સદા સુઘડ રહે સુઘડ સુંદરી, રાખી સુઘડ બાળ બાળા રે. શાણું૦
બાળકની સંભાળ કેળવણી, સ્ત્રીનો ધર્મ એ ત્રીજો રે,
ત્રણે ધર્મ સરસ ને સરળ એ, પાળ્યા તો પ્રભુ રીઝવો રે. શાણું૦
પ્રભુને પ્રાર્થનાથી પ્યારાં, કર્તવ્ય કર્મો કરવાં રે,
જપ તપ વ્રત ઉપવાસ મુકી પણ, પ્રેમે પતિવ્રત ધરવાં રે. શાણું૦
પતિવ્રતા પતિને અનુસરતી, હીંડે હરઘડી હેને રે,
તેની મરજી તેજ એની મરજી, જીવનદોરી તે છે રે. શાણું૦

પ્રાણુથી પ્યારો ગણી પિયુને, અનન્ય ભક્તિ કરતી રે,
દુર્જન દુષ્ટને દેખીજ દૂરથી, આઘી એ ઓસરતી રે. શાણું૦
નિર્જન વન, ને નિર્ધનતામાં, રહે પિયુ પાસજ હરખે રે,
સ્વામીવિના નહિ સ્વર્ગે સોહાએ, સ્વામી સંગે સુખી નરકે રે. શાણું૦
સતી પતિથી છુટી પડે નહિ, છાયાવત ગત એની રે,
પતિવ્રતાનું પરમ તત્વ છે, પતિજ, સાંભળ બે'ની રે. શાણું૦
બે'ની ! પતિવ્રત ધારી ધીરજથી, કુળની કીર્તિ વધારી રે,
વિશ્વંભરનો રાખી ભરોસો, રહેજે, ઓ બેટી, તું મારી રે. શાણું૦
સુખી સદા તું હોજે ઉભય સ્થળો કર મંગળ! લાડ ઘેલી રે,
માની કુખ વખાણાવજે વા'લી, માની નવલ શીખ છેલ્લી રે. શાણું૦

કહાં ગયો પેલો મોરલીવાળો, મનના ઘુંઘટ ખોલી રે.—એ રાગ.

સખીઓ સાચી વાત કહુંછું, સાર લહી બહુ સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારો રે: સખીઓ૦
બાળપણામાં માતપિતાને, વિનયવડે વશ રે'વું રે;
તન મનનું તેની પાસેથી, શિક્ષણ સઘળું લેવું રે: સખીઓ૦
ચંચળતાને ચતુરપણાથી, કામ કુંવરિએ કરવું રે;
સદ્ગુણથી સંતોષ દઇને, દુર્ગુણથી બહુ ડરવું રે: સખીઓ૦
માતપિતાના શુભ ઉપકારો, મનમાંથી ન વિસરિએ રે;
ઘરનાં કામ ઘણાં જે ઘટતાં, કુશળપણાથી કરિએ રે: સખીઓ૦
યોગ્યપણે માતપિતા આપે, તેવા વરને વરિએ રે;
એ પતિને અનુકૂળ રહીને, આ ભવસાગર તરિએ રે: સખીઓ૦
પતિનું ઘર પોતાનું થાતાં, ભાર ઉપાડી લેવો રે;
વિનય વિવેકવડે વશ રે'વું, ધર્મ તમારો તેવો રે: સખીઓ૦
પિયર રહી જે શીખ્યાં તેનો, ઉપયોગ અંહી કરજો રે;
ઉપદેશ મળે જે જે બીજો, તે અંતરમાં ધરજો રે: સખીઓ૦

સાસૂ સસરો જેઠ દિયરજી, એનું માન વધારો રે;
જેઠાણી દેરાણીને પણ, આદર દેવો સારો રે: સખીઓ૦

ઘરસંસાર નિશાળવિષેથી, ભણતર રૂડું ભણવું રે;
સંકટ શિરપર આવે તો તો, તે ગુણકારક ગણવું રે: સખીઓ૦

માયાળુ મનથી સહુ સાથે, પરિચય સારો કરવો રે;
મારૂં તારૂં મનથી તજવું, એ ગુણ ગણવો ગરવો રે: સખીઓ૦

સહુનાં બાળક સરખાં ગણવાં, ભવમાં ભેદ ન સારો રે;
સંપ સરળતા રાખી સહુમાં, સુખ સંપૂર્ણ વધારો રે: સખીઓ૦

મર્યાદા તન-મન વચનોમાં, પ્રેમે પ્રતિદિન પાળો રે;
હોય કર્યાં જે આજ સુધીમાં, સુકૃત તે સંભાળો રે: સખીઓ૦

હું કોણ અને મારે કરવું, શું તે સહજ વિચારો રે;
પતિની છાયા થઇને રહેવું, એ છે ધર્મ તમારો રે: સખીઓ૦

પ્રિયહિત વચનો વદવાં મુખથી, વિનય વિવેકે નમતાં રે;
કામ કરો કરથી સહુ તેવાં, પતિ ગુરૂજનને ગમતાં રે: સખીઓ૦

શીળ અને સૈભાગ્ય સદાનાં શુભ આભૂષણ શોભે રે;
પ્રાણવિના તન જેવાં બીજા, એમાં મન શું લોભે રે: સખીઓ૦

પ્રૌઢપણાના પટકુળ અંગે, પ્હેરો પ્રમદા[1] પ્રીતે રે;
નાકતણું મોતી મર્યાદા, સાચવજો શુભ રીતે રે: સખીઓ૦

નીતિ ન્યાય કડાં છે કરના, તે તનને શોભાવે રે;
આવો સમય સખી સંસારે, વારંવાર ન આવે રે: સખીઓ૦

પતિના નામતણો હીરાનો, હાર હૃદયમાં ધરવો રે;
આ રીતે સદ્‌ગુણ સઘળાનો, શણગાર રૂડો કરવો રે: સખીઓ૦

જોડ જડી જે સજની તમને, એને ઇશ્વર માનો રે;
પત્નીના પરમેશ્વર પતિ છે, એમાં સંશય શાનો રે: સખીઓ૦

---

૧ સ્ત્રી.

પ્રાણુથી પ્યારા ગણી પિયુને, અનન્ય ભક્તિ કરતી રે,
દુર્જન દુષ્ટને દેખીજ દૂરથી, આધી એ ઓસરતી રે. શાણું૦
નિર્જન વન, ને નિર્ધનતામાં, રહે પિયુ પાસજ હરખે રે,
સ્વામીવિના નહિ સ્વર્ગે સોહાએ, સ્વામી સંગે સુખી નરકે રે. શાણું૦
સતી પતિથી છુટી પડે નહિ, છાયાવત ગત એની રે,
પતિવ્રતાનું પરમ તત્વ છે, પતિજ, સાંભળ બે'ની રે. શાણું૦
બે'ની! પતિવ્રત ધારી ધીરજથી, કુળની કીર્તિ વધારી રે,
વિશ્વંભરનો રાખી ભરોંસો, રહેજે, ઓ બેટી, તું મારી રે. શાણું૦
સુખી સદા તું હોજે ઉભય સ્થળો કર મંગળ! લાડ ઘેલી રે,
માની કુખ વખાણાવજે વા'લી, માની નવલ શીખ છેલ્લી રે. શાણું૦

---

કહ્યાં ગયો પેલો મોરલીવાળો, મનના ઘુંઘટ ખોલી રે.—એ રાગ.

સખીઓ સાચી વાત કહુંછું, સાર લહી બહુ સારો રે;
ધારો ધ્યાન તમે જો તેમાં, સુધરે જન્મ તમારે રે: સખીઓ૦
બાળપણામાં માતપિતાને, વિનયવડે વશ રે'વું રે;
તન મનનું તેની પાસેથી, શિક્ષણ સઘળું લેવું રે: સખીઓ૦
ચંચળતાને ચતુરપણાથી, કામ કુંવરિએ કરવું રે;
સદ્દગુણથી સંતોષ દઇને, દુર્ગુણથી બહુ ડરવું રે: સખીઓ૦
માતપિતાના શુભ ઉપકારો, મનમાંથી ન વિસરિએ રે;
ઘરનાં કામ ઘણાં જે ઘટતાં, કુશળપણાથી કરિએ રે: સખીઓ૦
યોગ્યપણે માતપિતા આપે, તેવા વરને વરિએ રે;
એ પતિને અનુકૂળ રહીને, આ ભવસાગર તરિએ રે: સખીઓ૦
પતિનું ઘર પોતાનું થાતાં, ભાર ઉપાડી લેવો રે;
વિનય વિવેકવડે વશ રે'વું, ધર્મ તમારો તેવો રે: સખીઓ૦
પિયર રહી જે શીખ્યાં તેનો, ઉપયોગ આંહીં કરજો રે;
ઉપદેશ મળે જે જે બીજો, તે અંતરમાં ધરજો રે: સખીઓ૦

સાસૂ સસરો જેઠ દિયરજી, એનું માન વધારો રે;
જેઠાણી દેરાણીને પણ, આદર દેવો સારો રે: સખીઓ૦

ઘરસંસાર નિશાળવિષેથી, ભણતર રૂડું ભણવું રે;
સંકટ શિરપર આવે તો તો, તે ગુણકારક ગણવું રે: સખીઓ૦

માયાળુ મનથી સહુ સાથે, પરિચય સારો કરવો રે;
મારૂં તારૂં મનથી તજવું, એ ગુણ ગણવો ગરવો રે: સખીઓ૦

સહુનાં બાળક સરખાં ગણવાં, ભવમાં ભેદ ન સારો રે;
સંપ સરળતા રાખી સહુમાં, સુખ સંપૂર્ણ વધારો રે: સખીઓ૦

મર્યાદા તન-મન-વચનોમાં, પ્રેમે પ્રતિદિન પાળો રે;
હોય કર્યાં જે આજ સુધીમાં, સુકૃત તે સંભાળો રે: સખીઓ૦

હું કોણ અને મારે કરવું, શું તે સહજ વિચારો રે;
પતિની છાયા થઇને રહેવું, એ છે ધર્મ તમારો રે: સખીઓ૦

પ્રિયહિત વચનો વદવાં મુખથી, વિનય વિવેકે નમતાં રે;
કામ કરો કરથી સહુ તેવાં, પતિ ગુરૂજનને ગમતાં રે: સખીઓ૦

શીળ અને સૈભાગ્ય સદાનાં શુભ આભૂષણ શોભે રે;
પ્રાણવિના તન જેવાં બીજા, એમાં મન શું લોભે રે: સખીઓ૦

પ્રૌઢપણાના પટકુળ અંગે, પ્હેરો પ્રમદા[1] પ્રીતે રે;
નાકતણું મોતી મર્યાદા, સાચવજો શુભ રીતે રે: સખીઓ૦

નીતિ ન્યાય કડાં છે કરના, તે તનને શોભાવે રે;
આવો સમય સખી સંસારે, વારંવાર ન આવે રે: સખીઓ૦

પતિના નામતણો હીરાનો, હાર હૃદયમાં ધરવો રે;
આ રીતે સદ્ગુણ સઘળાનો, શણગાર રૂડો કરવો રે: સખીઓ૦

જોડ જડી જે સજની તમને, એને ઇશ્વર માનો રે;
પત્નીના પરમેશ્વર પતિ છે, એમાં સંશય શાનો રે: સખીઓ૦

---

૧ સ્ત્રી.

સંસાર વિષે સુખનાં સાધન, એ પતિને આધારે રે;
આ સંસારથકી અબળાને, અંતે એ પતિ તારે રે: સખીઓ૦
પ્રેમ કરીને સેવા કરવી, જન્મ વૃથા નહિ જાવા રે;
ગુરૂજનને પણ આદર દેવો, પૂરાં પૂણ્ય કમાવા રે: સખીઓ૦
જપ તપ ઈશ્વરનું આરાધન,[1] સાવધ થઈને કરવું રે;
કેશવ હરિનું અંતરમાંથી, નામ કદી ન વિસરવું રે: સખીઓ૦
(केशवकृति.)

---

શીખ સાસુજી દેછે રે વહુજી ન્હો ઢંગે.—એ રાગ.

બ્હેની! હર્ષે હસું હું રે, કૌતુક તુજ સંતોષતાં,
ન્હાશો આનંદ હેલીએ રે, મધુર જીવનાન્તરમાં.

સાસરૂં-રમ્ય આશ્રમ રે, ઉમંગે આમંત્રે,
મીઠાં વિહંગો[2] કુરંગો[3] રે, વધાવે નવાશ્રિતને.

હર્ષ-ઝરણાં ત્યાં ગાને રે, રમાડે હૃદય કુંળાં,
સ્નેહ-વાયુ પ્રસારે રે, મધુર સુખ જીવનતણાં.

સાસુ સસરા ગુરૂજન રે, ગુણી સ્વાનુભવી હૃદયે,
દેખી સુકુમારી વેલી[4] રે, હસે સત્ય વાત્સલ્યે[5].

રોપી મૃદુ લગ્ન-કુંજે રે, જીવનવિદ્યા-વારિ સીંચી,
સ્નેહ-વાતાવરણમાં રે, દઇ ઉષ્ણુતા જ્ઞાનની.

આચ્છાદી[6] કૃપાદૃષ્ટિની રે, શીળી સલુણી છાયા,
રક્ષી કલેશ-કીટોથી[7] રે, ઉછેરે કુમપીલતા.

મધુવનમાં વસન્તાં રે, વડીલ અન્ય ઉપગુરૂઓ,[8]
આ વિકાસના કાર્યે રે, ધરે ઉલ્લાસ ઘણો.

પ્રિય પતિ-વૃક્ષ સુન્દર રે, હૃદય સંગી સમીપ[9] વસે,
પ્રેમગ્રંથીથી[10] તે સહ રે, વીંટાતાં જીવન વિકસે.

---

૧. પૂજા. ૨. પક્ષી. ૩. હરણો. ૪. નવી આવનાર વહુ. ૫. વહાલ. ૬. ઢાંકી. ૭. કલેશરૂપી કીડાઓ. ૮. નહાનાં વડીલો. ૯. સાથે. ૧૦. સ્નેહની ગાંઠ.

એમ આલિંગી[1] રહેતાં રે, સદા ઉચ્ચ પ્રીતિભાવે,
વ્હાલા રમણ[2] રસિલા રે, જીવનલ્હાવા વિલસાવે.
શુદ્ધ સ્નેહે સંધાયાંરે અંતર એકમેક ભળ્યાં,
ત્રૂટે પણ નવ છૂટે રે, સદા સંયુક્ત[3] બન્યાં.
દઢ સંલગ્ન[4] હૃદયોયે રે, રેલી આત્મરસ રૂડલો,
એકતા દિવ્ય પાળીયે રે, ભૂલી દ્વંદ્વભાવ[5] બધો.
આવા વૃક્ષવેલીના રે[6], શીળા આત્મયુગલતણાં,
યૌવન રસથી ખીલેલાંરે, બાલુડાં ફુલડાં રૂડાં.
બાલ મૃગ સમ, મધુરાં રે, રમે ઝરણાં સંગે;
કાલી મંજુલ[7] વાણીથી રે, પ્રણય રસને રંગે.
આવા દિવ્ય આનંદે રે, રસેલું જીવન વહીએ,
બ્હેન! ધર્મો આચરતાં રે, પ્રભુપદે સંચરીએ.

(बन्धुसमाज)

---

અચકો મચકો કારેલી.—એ રાગ

સુન્દર બાઈ ચાલ્યાં સાસરીએ,
માબાપ શીખામણ દેછે બ્હેન;
લાજ વધારજો લાખેણી.

સાસુજી કહે તે સાંભળજો;
કોઈશું વઢવાડ ન કરશો બ્હેન! લાજ૦

સાંખી રહેજો બોલ્યું સઉનું;
અભિમાન ન અંતર ધરશો બ્હેન! લાજ૦

ઘરમાં ને ઘરમાં ઘર કરીએ;
પરઘેર ઘણું નવ જઇએ બ્હેન! લાજ૦

---

૧ વળગી. ૨ પતિ. ૩ સંધાયેલાં. ૪ સંધાયેલાં. ૫ બેપણું. ૬ પતિ અને ...ની. ૭ મીઠી.

મેલાં ઘેલાં જ્યમ નવ રહીએ ;
ત્યમ બહુજ ઠઠારો ન કરિએ બ્હેન ! લાજ૦

કોઇ વાત કરે આપણી વાંસે ;
એવું કદી ન આચરીએ બ્હેન ! લાજ૦

જે સંપ સગાથી તોડે છે ;
તે છેવટ હાથ ઘસે છે બ્હેન ! લાજ૦

જે સઉનું સારૂં ઇચ્છે છે ;
તેના દિલમાં દેવ વસે છે બ્હેન ! લાજ૦

તમે ભણ્યાં ગણ્યાં બહુ ડાહ્યાં છો ;
તમને 'ઝાઝું' શું કહીએ બ્હેન !
લાજ વધારજો લાખેણી૦

---

જાદવરાય પરણ્યા રૂકમણી રે એ:—રાગ.

સાસરવાસણીને માતા કહે સ્નેહથી રે ;
દિકરી ધરજો મનમાં નારી તણો ધર્મ, મારી લાડકવાઇ
લાખેણી રે .

દિકરી પતિવ્રતાવ્રત પ્રેમે પાળવું રે ;
કરવાં કંથ રીઝે એવાં રૂડાં કર્મ. મારી૦ ૧

દિકરી ઘરધણી તે તો ઘરનો રાજા ગણો રે;
દિકરી પ્રમદા તે ઘરનો પ્રધાન. મારી૦

દિકરી ઘરની સંભાળ સારી રાખવીરે ;
સર્વ સાચવીને રાખવો સામાન. મારી૦ ૨

કરકસરથી ધનને બચાવવું રે ;
થવા દેવો નહિ કાંઇ પણ બિગાડ. મારી૦

સારી નારીવડે ઓપે ઘર ઉજળુ રે ;
ગંદી નારીવડે દીસે ગંદવાડ. મારી૦ ૩

સાસુ સસરાની પ્રતિજ્ઞા પ્રેમે પાળવી રે ;
કોઈને કહિયે નહીં કહીએ કડવું વેણ. મારી૦
મીઠાં વચનથી મરમ મનવિષે રે ;
જેથી સુણતાં લાગે દીલમાં સુખદેણ. મારી૦ ૪
આઘી પાછી એકે વસ્તુ થવા દેવી નહિ રે ;
લૈને ગોઠવવી જ્યાં હોય જેનું સ્થાન. મારી૦
સર્વે સમયનો સાજ હાજર રાખિયે રે ;
ખાન પાન તથા સોપારી ને પાન. મારી૦ ૫
આવ્યાં ગયાંને આદરમાન આપિયે રે ;
જેથી વિશ્વ વિષે થાય વિવિધ વખાણ. મારી૦
દિકરી ઠગારા જનોથી ન ઠગાઈયે રે ;
જાદુ જંત્રમંત્ર સર્વે જુઠા જાણ. મારી૦ ૬
લખિયે ખાનગી ખરચનો હિસાબ પોતે રે ;
સર્વે વસ્તુતણો લખિયે સારો નોંધ. મારી૦
ભરત ચીતરની કળા નવ ભૂલિયે રે ;
ભલા ભણતરનો ભૂલિયે ન બોધ. મારી૦ ૭
ધણી ઉદ્યમ કરીને ધન ધાન્ય રળે રે ;
ઘરધંધો તે તો કામનીનું કામ. મારી૦
સારી રીતે કરવી સ્વામીની સહાયતા રે ;
દેછે શીખામણ દલપતરામ. મારી૦ ૮

---

ઓધવજી સંદેશો કહેજો શ્યામને.—એ રાગ.

અબળા જાતિએ જગમાં જન્મી સદા,
પતિકુળમાં નીતિથી કરવો વાસ જો ;
રાય સમું સુખ હોયે માતપિતાગૃહે,
પણ તે સુખની તલભર ધરવી ન આશ જો. અબળા૦

મેલાં ઘેલાં જ્યમ નવ રહીએ ;
ત્યમ બહુજ ઠઠારો ન કરિએ બ્હેન ! લાજ૦

કોઇ વાત કરે આપણી વાંસે ;
એવું કદી ન આચરીએ બ્હેન ! લાજ૦

જે સંપ સગાથી તોડે છે ;
તે છેવટ હાથ ઘસે છે બ્હેન ! લાજ૦

જે સહુનું સારૂં ઇચ્છે છે ;
તેના દિલમાં દેવ વસે છે બ્હેન ! લાજ૦

તમે ભણ્યાં ગણ્યાં બહુ ડાહ્યાં છો ;
તમને ઝાઝું શું કહીએ બ્હેન !
લાજ વધારજો લાખેણી૦

જાદવરાય પરણ્યા રૂકમણી રે એ:—રાગ.

સાસરવાસણીને માતા કહે સ્નેહથી રે ;
દિકરી ધરજો મનમાં નારી તણો ધર્મ, મારી લાડકવાઇ
લાખેણી રે .

દિકરી પતિવ્રતાવ્રત પ્રેમે પાળવું રે ;
ઓધવજીના મહિનાનો રે. મારી૦ ૧

સહિયર સાચી શિક્ષા મનમાં રાખજો ,
ભારે ભવસાગર તરવાને કાજ જો ;
લેવા લાભ અનેક ખરા સંસારમાં ,
કહું છું હિત કરવાને એક અવાજ જો : સહિ

બાળપણામાં ભણવું ગણવું ભાવથી ,
માતપિતાને ઉપજાવી સંતોષ જો ;

૧ સસરો. ૨ પાળવાં. ૩ છ રસ—કડવો, તીખો, તુરો, ખારો, ખાટો અને મી
૪. એકમય. ૫ પતિ.

સાસુ સસરાની પ્રતિજ્ઞા પ્રેમે પાળવી રે ;
કોઇને કહિયે નહીં કહીએ કડવું વેણ. મારી૦
મીઠાં વચનથી મરમ મનવિષે રે ;
જેથી સુણતાં લાગે દીલમાં સુખદેણ. મારી૦ ૪
આઘી પાછી એકે વસ્તુ થવા દેવી નહિ રે ;
લૈને ગોઠવવી જ્યાં હોય જેનું સ્થાન. મારી૦
સર્વે સમયનો સાજ હાજર રાખિયે રે ;
ખાન પાન તથા સોપારી ને પાન. મારી૦ ૫
આવ્યાં ગયાંને આદરમાન આપિયે રે ;
જેથી વિશ્વ વિષે થાય વિવિધ વખાણ. મારી૦
દિકરી ઠગારા જનોથી ન ઠગાઈયે રે ;
જાદુ જંત્રમંત્ર સર્વે જુઠા જાણ. મારી૦ ૬
લખિયે ખાનગી ખરચનો હિસાબ પોતે રે ;
સર્વે વસ્તુતણો લખિયે સારો નોંધ. મારી૦
ભરત ચીતરની કળા નવ ભૂલિયે રે ;
ભલા ભણતરનો ભૂલિયે ન બોધ. મારી૦ ૭
ધણી ઉદ્યમ કરીને ધન ધાન્ય રળે રે ;

## ગરબો.

એક હીરો આવ્યો છે મારા હાથમાં રે લોલ,
શું વખાણું સૈયરોના સાથમાં રે લોલ;
મને ઇશ્વરે કૃપા કરીને આપિયો રે લોલ,
માથાનો મોર કરી થાપીયો રે લોલ. ૧

મને પ્યારો લાગે છે મારા પ્રાણથી રે લોલ,
પારખ્યો મેં પ્રેમના પ્રમાણથી રે લોલ;
મેં તો હૈયામાં હાર કરી રાખીયો રે લોલ,
અંતરમાં એજ અભિલાખીયો રે લોલ. ૨

મારી જીવનદોરી તો એક એજ છે રે લોલ,
તે તો મારા નેણતણું તેજ છે રે લોલ;
જેમ છાયા ન છુટી પડે દેહથી રે લોલ,
તેમ હું જુદી પડું ન તેહથી રે લોલ. ૩

હું તો વારેવારે નિહાળું હેતથી રે લોલ,
સાચવું સંભાળીને સચેતથી રે લોલ;
જેવો હૈયાનો હાર હોય હેમનો રે લોલ,
પૂરા સમુદ્ર જેવો પ્રેમનો રે લોલ. ૪

જેમ ચાહે ચકોર ચિત્ત ચંદ્રને રે લોલ,
ચાહે ભમરો મકરંદને[૧] રે લોલ;
મીન નીરથી કદાપિ જો જુદું જો પડે રે લોલ,
તે બિચારૂં ત્યાંજ ઘણું તરફડે રે લોલ. ૫.

મોર ચાહે છે ચિત્તે જેમ મેહને રે લોલ,
તેમ હું ચાહું છું ચિત્ત તેહને રે લોલ;
તપે તનને સંતાપ પામું તે વિના રે લોલ,
જીવને પડે ન ચેન જે વિના રે લોલ. ૬

હું તો પ્રભુને લળીને પાયે લાગતી રે લોલ,
મુખ થકી એવું રત્ન માગતી રે લોલ;

---
૧ પુષ્પરસ.

હું તો પામી પુરા પુન્યના પ્રતાપથી રે લોલ,
આવી મળ્યું તે આપો આપથી રે લોલ. ૭

મારે કસર રહી ન કોઈ વાતની રે લોલ,
તે તો આશિષ માત તાતની રે લોલ;
મારો સર્વે મનોરથ સુફળે ફળ્યો રે લોલ,
મીત્ર મન માન્યો મુજને મળ્યો રે લોલ. ૮

એક એનેજ દેખું મારી આંખથી રે લોલ,
પ્યારો મને પંખીની પાંખથી રે લોલ;
એવું વહાલું બીજું આ વિશ્વમાં નથી રે લોલ,
કોટી પ્રકારે શું કહું કથી રે લોલ. ૯

મારી આખી ઉમરનો એ સોબતી રે લોલ,
મોટામાં મોટો મારો મહોબતી રે લોલ;
મારા સુખદુઃખનો સદૈવ ભાગીઓ રે લોલ,
સૌથી લાયક મને લાગીઓ રે લોલ. ૧૦

મારૂં તન મન ધન હું તેને ગણું રે લોલ,
ભાંગ્ય માંરૂં તે વડે ભલું ભણું રે લોલ;
બીજા નજરે પડે છે બહુ નામના રે લોલ,
કોઈ મારે એમાં નથી કામના રે લોલ. ૧૧

પ્રભુ પાસે માગુંછું પુરો પ્રેમથી રે લોલ,
હીરો મઢાજો પ્રેમ હેમથી રે લોલ;
દીલ આશિષ દલપતરામની રે લોલ,
કર જોડી માગું એજ કામની રે લોલ. ૧૨

---

અલબેલી રે અંબે માત જોવાને જઇએ.—એ રાગ.

લલના નહિ થાય લગાર, કામણ મંત્ર કશે;
આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે. ટેક.

## ગરબો.

એક હીરો આવ્યો છે મારા હાથમાં રે લોલ,
શું વખાણું સૈયરોના સાથમાં રે લોલ;
મને ઇશ્વરે કૃપા કરીને આપિયો રે લોલ,
માથાનો મોર કરી થાપીયો રે લોલ. ૧

મને પ્યારો લાગે છે મારા પ્રાણથી રે લોલ,
પારખ્યો મેં પ્રેમના પ્રમાણથી રે લોલ;
મેં તો હૈયામાં હાર કરી રાખીયો રે લોલ,
અંતરમાં એજ અભિલાખીયો રે લોલ. ૨

મારી જીવનદોરી તો એક એજ છે રે લોલ,
તે તો મારા નેણતણું તેજ છે રે લોલ;
જેમ છાયા ન છુટી પડે દેહથી રે લોલ,
તેમ હું જુદી પડું ન તેહથી રે લોલ. ૩

હું તો વારેવારે નિહાળું હેતથી રે લોલ,
સાચવું સંભાળીને સચેતથી રે લોલ;
જેવો હૈયાનો હાર હોય હેમનો રે લોલ,
પૂરા સમુદ્ર જેવો પ્રેમનો રે લોલ. ૪

જેમ ચાહે ચકોર ચિત્ત ચંદ્રને રે લોલ,
ચાહે ભમરો મકરંદને[1] રે લોલ;
મીન નીરથી કદાપિ જો જુદું જો પડે રે લોલ,
તે બિચારૂં ત્યાંજ ઘણું તરફડે રે લોલ. ૫.

મોર ચાહે છે ચિત્તે જેમ મેહને રે લોલ,
તેમ હું ચાહું છું ચિત્ત તેહને રે લોલ;
તપે તનને સંતાપ પામું તે વિના રે લોલ,
જીવને પડે ન ચેન જે વિના રે લોલ. ૬

હું તો પ્રભુને લળીને પાયે લાગતી રે લોલ,
સુખ થકી એવું રત્ન માગતી રે લોલ;

---

૧ પુષ્પરસ.

હું તો પામી પુરા પુન્યના પ્રતાપથી રે લોલ,
આવી મળ્યું તે આપો આપથી રે લોલ. ૭

મારે કસર રહી ન કોઈ વાતની રે લોલ,
તે તો આશિષ માત તાતની રે લોલ;
મારો સર્વે મનોરથ સુફળે ફળ્યો રે લોલ,
મીત્ર મન માન્યો મુજને મળ્યો રે લોલ. ૮

એક એનેજ દેખું મારી આંખથી રે લોલ,
પ્યારો મને પંખીની પાંખથી રે લોલ;
એવું વહાલું બીજું આ વિશ્વમાં નથી રે લોલ,
કોટી પ્રકારે શું કહું કથી રે લોલ. ૯

મારી આખી ઉમરનો એ સોબતી રે લોલ,
મોટામાં મોટો મારો મહોબતી રે લોલ;
મારા સુખદુઃખનો સદૈવ ભાગીઓ રે લોલ,
સૌથી લાયક મને લાગીઓ રે લોલ. ૧૦

મારૂં તન મન ધન હું તેને ગણું રે લોલ,
ભાંગ્ય માંરૂં તે વડે ભલું ભણું રે લોલ;
બીજા નજરે પડે છે બહુ નામના રે લોલ,
કોઈ મારે એમાં નથી કામના રે લોલ. ૧૧

પ્રભુ પાસે માગુંછું પુરો પ્રેમથી રે લોલ,
હીરો મઢાજો પ્રેમ હેમથી રે લોલ;
દીલ આશિષ દલપતરામની રે લોલ,
કર જોડી માગું એજ કામની રે લોલ. ૧૨

---

**અલબેલી રે અંબે માત જોવાને જઇએ.—એ રાગ.**

લલના નહિ થાય લગાર, કામણ મંત્ર કશે;
આ મંત્ર કરો ઉચ્ચાર, વશ ભરથાર થશે. ટેક.

પ્રાણુથકી પિયુજી છો પ્યારા, ન્યારા ન રહો નાથ રે ;
સર્વથકી લાગોછો સારા, હું વેચાઉં તમ હાથ. કામણુ૦

તનમનમાં રહું સાજી તાજી, રાજી દેખું રાજ રે ;
જો કદી જાણું કાંઇ કુરાજી, ડુબ્યાં દરિએ જહાજ. કામણુ૦

માતપિતાએ મોટી કરીને, હેતે સોંપ્યો હાથ રે ,
સુખ આપો કે દુઃખ આપો તમે, છો મસ્તકના નાથ. કામણુ૦

ગુણ સાગર ગંભીર છો સ્વામી, હું અવગુણ ભરી આજ રે;
પોતાની ગણી પ્રેમે નીભાવો, બાંહ્ય ગ્રહ્યાની લાજ. કામણુ૦

સ્નેહ તમારો જોઇને સ્વામી, જામી મિલકત જેમ રે ;
ખુબ ખુશી થઇ ન રહી ખામી, પામી પૂરણ પ્રેમ. કામણુ૦

ભલું કર્યું ભગવંતે મારો, સફળ કર્યો અવતાર રે ;
મહેર કરી મનગમતો આપ્યો, તમ સરખો ભરથાર. કામણુ૦

સગાં સરવ તમ સારૂ તજીઆં, તજીઓ સૈયર સંગ રે ;
દોસ્તી સરવની દૂર કરી હું, રાચી તમારે રંગ. કામણુ૦

આભ ઊંચો ને નીચે અવની, અવર નથી આધાર રે ;
આશા રાખું એક તમારી, છો સુખના દાતાર. કામણુ૦

જો સુંદરીને રીઝે સ્વામી, તો શોભે શણગાર રે ;
નહિ તો શણગાર સરવ છે, આગ્યતણા અંગાર. કામણુ૦

દુનિયામાં નર તમને દેખું, બીજા લાલ ફકીર રે ;
તુચ્છ ગણું છું તે સઘળાને, હોય અમીર વજીર. કામણુ૦

જળજંતુને જળ સંગાથે, જેવી પૂરણ પ્રીત રે ;
પલક પડે જો દૂર તરફડે, એજ અમારી રીત. કામણુ૦

પાર ન લે પ્રીતિ વરણવતાં, સ્થિર બેશી એક ઠામ રે;
રાતદિવસ કવિતા રચના જો, રચશે દલપતરામ. કામણુ૦

ગીરધારીરે, વાત કહું તે વિચારો.—એ રાગ.

સાહેલી રે, તુચ્છ વૈભવ જગમાંહી, પતિસુખની છે બલિહારી ;
નિઃસ્વાર્થી રે, પ્રેમતણી જે મૂર્ત્તિ, એવી માતને પણ મૂકી વ્હેતી.
નહિ જન્મથકી જોડાયાં રે, નહિ ઘાડ સમ્બન્ધમાં આવ્યાં રે ;
નહિ સ્વાર્થમહિં લપટાયાં રે, અલ્પ કાળમાં રે. વશીયા હૃદયે સ્વામી,
પતિસુખની છે બલિહારી . ૧

પિતુ મ્હારા રે, સ્નેહથકી તેં લડાવી, સહુ ઇચ્છા પુરી પાડી ;
ત્યજી તુજને રે, જાતાં મન નવ કંપે[૧] પતિ દર્શનના ઉમંગે.
ચંદ્રવીણ ચકોર નવ દેખે રે, ઘન[૨]બિન્દુ ચાતક તલ્પે રે ;
દીપે જીવ પતંગ નિજ અર્પે રે, ત્યમ માનું રે કંથને જીવનદોરી,
પતિસુખની છે બલિહારી . ૨

સખી વ્હાલી રે, નિત્ય આનંદે રમતાં, વળી ભાવથી સાથે ભણતાં ;
ક્ષણ એકજ રે, કદિ વિખૂટાં પડતાં. થઈ ખિન્ન બહુ ગભરાતાં.
પતિસ્નેહની શીળી છાંયે રે, ભૂતકાળ પડયો વિસારે રે ;
નહિ અન્ય હવે મન તૃષ્ણા રે, ક્ષમા કરજે રે, સમય શિખવશે 'શાથી',
પતિસુખની છે બલિહારી . ૩

પ્રિય ભગિની[૩] રે, પતિમાં તન્મય[૪] થાવું, એ ફરજજ સ્ત્રીની માનું ;
લઈશિક્ષણ રે, પતિસહ રહિને નિત્યે, સદ્‌ગુણ સહુ હૃદયે ધારિએ.
એક નિષ્ઠાથી ઇશને પ્રાર્થો રે, આપી પવિત્ર દંપતી જોડાં રે ;
આર્યાવર્તની ખ્યાતી વધારો રે, સહુ બ્હેનો રે ભાવે સૂત્ર[૫] પ્રમાણી,
પતિસુખની છે બલિહારી . ૪

---

ગરબો.

સતીને પતિતણી છાંયા સુખકાર રે, પતિ છે સતીનો સાચો શણગાર રે ,
પતિથી સતી સંસાર તરનાર રે, પતિથી સતી ધર્મ કર્મ કરનાર : સતીને૦

---

૧ પાછું ખેંચાય. ૨. મેઘ ૩. બ્હેની. ૪. એકરૂપ. ૫. સિદ્ધાંત.

સતીને પતિ છે અંતરના વિસામા, ભવરણમાંહિ પતિ સુખધામા ,
કરકંકણુ નયનની કીકી રૂપાળી મનવાડીમાં પતિ વનમાળી ;
સુખના પ્રસંગે સુખ ભરનાર રે, દુઃખના પ્રસંગે દુઃખ હરનાર : સતીને૦

પતિને પૂજ્યાથી ત્રિવિધ તાપ ટળતાં, ત્રિભુવનના સુખ ક્ષણુમાંહી મળતાં ,
સ્વામીસેવાથી સતી શ્રીહરિ રીઝાવે, સતીના સત્યે હરિ ઘર શોધી આવે ;
અડસઠ તીર્થ ચર્ણ ભરથાર રે, ચરણુ સેવ્યાથી મોક્ષ મળનાર : સતીને૦

મન વાણી કર્મે સતી પતિ સાધે, પતિમણિ સતીરતિ ઉરપર બાંધે ,
પતિગૃહ રહીને સતી ધર્મ પાળે, મોક્ષ સૂત્ર શીખે સંસાર શાળે ;
ગૃહસ્થાશ્રમથી કરે શુભ સંસાર રે, પતિપદ પામી પ્રણુમે વારંવાર : સતીને૦

(र. म.)

ગરબો, રાગ મુલ્તાની; તાલ-હીંચનો.

સર્વ શાસ્ત્રનું મથન આ, સુન્દરી હૃદયે રાખ ;
પ્રેમ ધર્મ છે પતિ પ્રભુ,, વેદ પૂરે છે સાખ ;

આવો પ્રિયતમ પ્રભુજી પધરાવો, આવો ગોરી મંગળ ગાઓ ;
હરિભજનની ધુમ મચાવો, આવો ગોરી મંગળ ગાઓ .

પૂર્વ પુણ્યબળથી મળ્યા, સદેહ પતિ ભગવાન ;
તો સખી શાને પૂજવા ? જીવહીણુ પાષાણુ .

રહી ભોગમાં જોગ જગાવો, આવો ગોરી મંગળ ગાઓ ;
હરિભજનની ધુમ મચાવો, આવો ગોરી મંગળ ગાઓ .

દ્વૈત છોડી, અદ્વૈત બની, લગ્ને કરી કુળ એક ;
આત્માર્પણુ પતિચરણુમાં કરીશ પતિમય છેક .

ભૂલી આપપણું પરથાઓ, આવો ગોરી મંગળ ગાઓ;
હરિભજનની ધુમ મચાવો, આવો ગોરી મંગળ ગાઓ.

આપ ગયું, પર ના રહ્યું; મુક્તિ લભ્ય ફળ જેહ ;
પતિમય થઈ પતિરૂપ બની, દેહી છતાં વિદેહ ,

એવી દેહી વિદેહી કહાવો, અલખ લખમાં થાઓ;
સતી નારી તણા ગુણ ગાઓ, સાહેલી લ્યો વિજય લ્હાવો.

(हृ. पु.)

---

## વૈદર્ભી વનમાં વલવલે.—એ દેશી પ્રમાણે.

અબળા અરજ આજ એટલી, ગણી ગુણ કરનાર;
અંતરમાંહિ ઉતારજો, એથી સુખ છે અપાર: અ૦

માતપિતા એ પ્રેમથી, જેને સોંપ્યો છે હાથ;
એજ તમારો આધાર છે, એજ જગતનો નાથ: અ૦

એજ તમારો રે ઈશ છે, વદે વેદ પુરાણ;
એ સુખના કરનાર છે, એજ આપના પ્રાણ: અ૦

એજ તમારો રે હાર છે, શોભા સઘળીનો સાર;
સર્વસ્વ એ સંસારનું, એ સરસ શણગાર: અ૦

મૃગજળ સમ સંસારમાં, દુઃખ દેશો ન લેશ;
વિનય વિવેકથી નાથને, રાજી કરજો વિશેષ: અ૦

છો તમે તેમને તો ખરાં, પ્રાણ પ્યારાં સદાય;
સમજી એવું નિજ અંતરે, કલેશ ન કરો જરાય: અ૦

રીસ કરે પ્રાણનાથ તો, ધરી ધિરજ અપાર;
શાંત કરો વચનામૃતે, સાચો એ ઉપચાર: અ૦

તેના વિચાર ભર્યા તણું, તમે એક છો ઠામ;
એજ જયારે થાય ખોખરૂં, ત્યારે શું સરે કામ: અ૦

તેને તમે સુખ આપતાં, લાવ લેશો અનેક;
એમ નકી મન રાખજો, શાણાં સઘળે: વિવેક: અ૦

ખળ કરવું અબળા થઈ, એવું શોભશે કેમ;
અપરાધિ ઇશ્વરનાં થશો, અવળું કરવાથી એમ: અ૦

કેટલું દુઃખ છે નાથને, તે વિચારો ન કેમ ?
સેવા કરો શુભ રીતથી, સુખ ઉપજે જેમ : અ૦

એને જરા દુઃખ જો થશે, તેનું લાગશે પાપ ;
સંસારમાં દુઃખ પામશો, તનમાં લાગશે તાપ : અ૦

એને અનુકૂળ ચાલવા, સુખ આપવા કાજ ;
બંધાયાં છો પ્રથમથકી, જોતાં સઘળો સમાજ : અ૦

અગ્નિ જમાન કરી તમે, કીધા કોલકરાર ;
અંતર આંખ ઉઘાડીને, કરી જોજો વિચાર : અ૦

પ્રાણપતિ કહે તે કરો, સુખ પામવા કાજ ;
સામો ન બોલવો એમની, ઉંચો એકે અવાજ : અ૦

પ્રેમ વધારજો નાથનો, રાખી સરળ સ્વભાવ ;
મેળવવી કંથની કૃપા, એ સંસારનો લાવ : અ૦

કરવું ન એની રજા વિના, કોઇ કામ જો હોય ;
તેથી તમે યશ પામશો, કદી સમજશો કોય : અ૦

હૃદય વિચારી જોશો તમે, તો વિના ભરથાર ;
શૂન્ય ખરેખર લાગશે, આ સંસાર અસાર : અ૦

નાથવિના જયારે છે વૃથા, મનમાનતા અર્થ ;
શાને વિવાદ કરો તમે, જાતે નિશદિન વ્યર્થ ? અ૦

સ્વામીનો બોલ ન સાંભળે, ન કરે લેશ વિચાર ;
પ્રીતિ પરમ તેની પામવા, ન કરે યત્ન લગાર : અ૦

શીખામણો નહિ સાંભળે, જાણે નહિ નિજ દોષ ;
કંથની ઊપર જે કરે, કરડી નજરથી રોષ : અ૦

સેવા ન સમજે નાથની, નલહે સદ્ગુણ લેશ ;
સમજે નહીં સમજાવતાં, વાતો કે'તાં વિશેષ : અ૦

તેના મનને દુઃખ ઉપજે, એવું જે કરનારી ;
સંતોષ આપે ન જે જરા, દુરભાગણી નારી : અ૦

ધિક્ક એની કુળજાતને, બોળ્યું બાપનું નામ;
બુદ્ધિ બળી એની તો બધી, વિદ્યા આવે શું કામ? અ૦

જન્મ ગયો એળે એહનો, હાથે થઇ તે હેરાણુ;
પુણ્ય ઉપર પાણી ફેરવ્યું, એથી અન્ય શી હાણુ? અ૦

પરભવમાં દુઃખ પામવા, પોતે ખોદવો પંથ;
ત્યારે પછી શા ઉપાયથી, આપે સુખ નિજ કંથ: અ૦

નારીના દુઃખથી નાવલો, અતિ મનમાં ઉદાસ;
ચિંતાના તાપ થકી તપી, નાંખે ઉંડા નિશ્વાસ: અ૦

એવી વેળા અરે આવવા, અબળા દેશો ન કોય;
પૂર્વના પુણ્યથી જો કશું, હૈયે ડા'પણુ હોય: અ૦

સંતાપ આપતાં સ્વામીને, શોક કરતાં વિશેષ;
એજ અચંબો ખરેખરો, ફાટે હૃદય ન લેશ: અ૦

શાને એળે મૂર્ખ થાઓ છો? ભુંડાં ભૂલીને ભાન;
બંધાયાં છો સુખ આપવા, રાખી દૈવ જમાન: અ૦

માટે તમે ચેતી ચિત્તમાં, કરજો સઘળો વિચાર;
તેને સહો ચતુરાં સહુ, જે સંસારનો સાર: અ૦

તેને તમે વશ જો થશો, તો તે તમને આધીન;
જો તન–મન થકી પૂજશો, તો તે તમમાં છે લીન: અ૦

તન–મન–ધનથી આપને, આપે સુખ જે અપાર;
એ પ્રાણનાથનો કોઈ દિન, ભૂલો નહિં ઉપકાર: અ૦

કેશવ કરગરીને કહે, થઇ સહુ ગુણવાન;
નિત્ય સદાચારમાં રહી, ધરો પતિપદે ધ્યાન: અ૦

(केशवकृति.)

## ગરબી.

સજની શુણજો રે પ્રીતે, બોધ વચન કહું છું આ ગીતે ;
જગમાં રૂડી રે રીતે, ચાલી વહીએ નિત્ય નિજ હિતે : સજની૦

પતિ પરમેશ્વર રે લહીએ, વાત હૃદયની તેને કહીએ ;
દુઃખ સુખ સઘળું રે સહીએ, કહે તે રીતે સંગે વહીએ : સજની૦

હરતાં ફરતાં રે ઘરમાં, મનને હેંગાવીએ હરિવરમાં ;
સર્પ જેમ સીધો રે દરમાં,તેમ મન સ્થાપીએ વર હરિહરમાં : સજની૦

સુખ નવ જોઇએ રે પરમાં, અડસઠ તીર્થ ગણી નિજનરમાં ;
વૃત્તિ ન ધરવી રે જરમાં, આડું વહીએ તો ખપીએ ખરમાં : સજની૦

મોહ સહુ ટાળી રે મનમાંથી, સદ્ગુણ શોધી લઇએ જયાં ત્યાંથી ;
મેળ ન કરીએ રે ખોધાંથી, વૈર ન કરીએ રંક સગાંથી : સજની૦

હળીમળી હરિગુણ રે ગાવા, ખોટા ન રચવા કાવા દાવા ;
મનહર સુખને રે થાવા, સમજો રૂડે માર્ગે જાવા : સજની૦

( नृसिंहाचार्य. )

---

## રાગ ધોળ.

પાણિગ્રહણ થયા પછી પ્રેમદા, પરહરતાં પિયર સહવાસ ;
ન થાય ઉદાસ: પતિવ્રત એજ છે .

ભાવ રાખી ભજે ભરથારને, મન વચન કરી દઇ એક ;
વિશેષ વિવેક: પતિવ્રત એજ છે .

સુખ દુઃખમાં સહનપણું ધરી, નહિ કષ્ટવડે કચવાય ;
સમય સચવાય: પતિવ્રત એજ છે .

લાગે સંપૂર્ણ સુખમય સાસરૂં, રોષ દૃષ્ટિ જરાય ન થાય ;
હૃદય હરખાય: પતિવ્રત એજ છે .

સ્નેહી સંબંધી કે જન કોઈને, નહિ કોઈ દિને અપમાન ;
મળે બહુ માન : પતિવ્રત એજ છે.

ગુરૂજનની સરસ થાય સેવના, સચવાય સદા કુળરીતિ ;
પિયર પર પ્રીતિ : પતિવ્રત એજ છે.

ઉંચો અક્ષર એક ન નીકળે, વ્હાલાં વિનય વિવેક વિચાર ;
નિયમપર પ્યાર : પતિવ્રત એજ છે.

અન્ય વિષય ન આવે અંતરે, લોભ મોહે ન મન લલચાય ;
સંતોષ સદાય : પતિવ્રત એજ છે.

જીવ જેવું સદા શીળ સાચવે, મન ઇન્દ્રિય પણ વશ હોય ;
કપટ નહિ કોય : પતિવ્રત એજ છે.

દાન પુણ્ય અને દાક્ષિણ્યતા, થઇ નાથને નિત્ય સહાય ;
પ્રેમે પથરાય : પતિવ્રત એજ છે.

ચિત્ત વિત્ત વિષે વળગે નહીં, વળી વૈભવમાંહિ અભાવ ;
ભર્તા પર ભાવ : પતિવ્રત એજ છે.

નિત્ય આનંદ આપે નાથને, વશ વિદ્યા–કળાથી વિશેષ ;
લજાય ન લેશ : પતિવ્રત એજ છે.

મન વચન ક્રિયાથી કામિની, થઈ છત્રની છાયા સમાન ;
તજે અભિમાન : પતિવ્રત એજ છે.

દીન ઉપર નિત્ય દયા ધરે, કરે કોઈ ઉપર નહિ ક્રોધ ;
સદૈવ સુબોધ : પતિવ્રત એજ છે.

પુણ્યરૂપ પવિત્ર પ્રભાવ છે, દુષ્ટ દૃષ્ટિ કરે નહિ કોય ;
ગમે તેમ હોય : પતિવ્રત એજ છે.

નાના વયમાં વધારે પ્રૌઢતા, સત્ય સરળપણું નિજ અંગ ;
સદા શુભ સંગ : પતિવ્રત એજ છે.

અંગ કોઇ ઉઘાડું રહે નહિ, ટાપટીપ ગમે નહિ લેશ ;
સુશોભિત વેશ : પતિવ્રત એજ છે .

ડર દુર્જનનો દૂરથી રહે, વશ્ય હોય બધો વ્યવહાર ;
ભલાં ઘર બાર : પતિવ્રત એજ છે .

સદાચાર વિષે ચૂકે નહિં, હૈયે હોય છે નાથનું નામ ;
કરે ઘર કામ : પતિવ્રત એજ છે .

નિત્ય આનંદ અંતરમાં રહે , આત્મભાવે હૃદય ભરપુર ;
સમય પર શૂર : પતિવ્રત એજ છે .

વાંચે કુશળ સદા નિજ કંથનુ , ધારે ધિરજને નિજ ધર્મ ;
કરે શુભ કર્મ : પતિવ્રત એજ છે .

કહે કેશવ માનવ જન્મમાં, શુભ સાધન સર્વ સધાય ;
રીઝે હરિરાય : પતિવ્રત એજ છે .

(केशवकृति.)

---

પદ.

સુણુ સાહેલી, બોધ વચન આ કહું જે ટૂંકા સારમાં ,
દૂ:ખડાં મેલી, સુખ પામીને રહીએ આ સંસારમાં . ટેક૦

સખી, નીતિથકી નિત્ જે વરતે, પ્રભુ પ્રીત ધરી દૂ:ખ દૂર કરે ,
આ જગમાં યશ મળેજ મળે : સુણુ૦

સખી, સદ્ગુણ સાચા તે સજવા, દુર્ગુણ ઉરથી તે દૂર તજવા ,
નિત્ય સ્વામીને (પ્રભુજી) પ્રેમે ભજવા : સુણુ૦

અનીતિમાં ના પગલું ભરવું, સહુ ઉપર હેત સદા ધરવું ,
પતિ ( પ્રભુ ) ઈચ્છાએજ અનુસરવું : સુણુ૦

રે ! કામ, ક્રોધ, ને દંભ સદા, આ જગમાં જે રહેછે ફરતા ,
તે ઉરમાં વાસ કરે ન કદા : સુણુ૦

ઉઠીને હરિને, પતિનેજ નમી, ગૃહકારજમાં સખી રાખો મતી ,
નવ આળસ રાખો અંગ રતિ : સુણ૦

ગૃહકાર્યથકી પરવારો જદા, શુભ વાંચન ભરવું રાખો તદા ,
ઉદ્યોગી થઇ રહેવુંય સદા : સુણ૦

સહવાસ કરો નવ કૂલટાનો, કદિ વેણ મહિ નવ રોષ કરો ,
પતિવ્રત તણો નીજ ભાર ધરો : સુણ૦

ઘણું ના હસવું, ઘણું ના વદવું, કદિ સત્યથકી જરિના ડગવું ,
પતિ ( પ્રભુ ) સેવામાં ચિત્તને ધરવું : સુણ૦

પતિના હિતમાં પગલું ભરવું, સખી, શિયળને દૃઢ સાચવવું ,
પતિ પ્રેમ તણું, સદ્‌પાત્ર થવું : સુણ૦

સખી, ઉરે બોધ બધો ગ્રહશો, ગ્રહીને નિજ ધર્મ અદા કરશો,
તો ભવ–સાગર સધ આ તરશો : સુણ૦

( मंगळेश्वर. )

---

નટવર સાથે વ્રજ સુંદરી.—એ રાગ.

પ્રમદા પુણ્યતણો મારગ એ માનવો ,
જેથી વિશ્વ વિષે યશ શ્રેષ્ઠ પમાય જો ;
ઐહિક આમુષ્મિક કલ્યાણ વધે વળી ,
સંસાર વિષે સર્વોત્તમ સુખ થાય જો : પ્રમદા૦

સ્વામીને સુખ સર્વ પ્રકારે આપવું ,
ચાલી ચોંપે સદાચરણને પંથ જો ;
ડરવું દુર્ગુણથી નિશદિન ડાહ્યાં થઇ ,
જેથી ક્રોધ કરે નહિ કદિએ કંથ જો : પ્રમદા૦

પત્નીએ પતિનાં વચનોને પાળવાં ,
હોય હજાર ભલે ભારે શુભ કામ જો ;

કરવી સેવા ઇશ્વરના સરખી સદા,
તન મન ને વાણીથી આઠે યામ જો: પ્રમદા૦

નારીના ઇશ્વર તો નિશ્ચય નાથ છે,
નિશદિન એ સઘળાં સુખના કરનાર જો;
એ નિગમાગમથી મનમાં જાણી લઇ,
રાજી કરવા યોજી સર્વ પ્રકાર જો: પ્રમદા૦

જપ તપ આદિ વ્રત કરવાની ના નથી,
ઇશ્વર પૂજનની પણ કરવા છૂટ જો;
પણ તે સર્વ પતિના પ્રેમવડે ફળે,
માટે મેળવવો એ પ્રેમ અખૂટ જો: પ્રમદા૦

શોભા સૌભાગ્યવિના અન્ય ન ઇચ્છવી,
શીળતણું શુભ ભૂષણ ધરવું અંગ જો;
પ્રૌઢપણાંનાં વસ્ત્ર અનોપમ પ્હેરવાં,
સદ્ગુણનો કરવો સાચો સત્સંગ જો: પ્રમદા૦

કામ ક્રોધ મદ મોહ લોભને જીતવા,
નહિતો તે દુઃખ આપે નિત્ય અપાર જો;
શમ દમની સાંકળથી મનને બાંધવું,
કરવો સફળ સદાચરણે સંસાર જો: પ્રમદા૦

મર્યાદા ને લાજ તણી સખિઓ ખરી,
અવર જનોનું નારીને નહિ કામ જો;
વિનય વિવેક વડે વાણી શણગારવી,
વૃથા વાદથી થાવું નિત્ય વિરામ જો: પ્રમદા૦

પોતાનું ડાંપણ નહિ કદિ પરખાવવું,
કરવું નહિ કુળ જાતિનું અભિમાન જો;
ધૈર્ય ધરી સુખ દુઃખે સમતા સાચવી,
પ્રેમે પતિપદ કેરૂં ધરવું ધ્યાન જો: પ્રમદા૦

સુજ્ઞ જનો આપણને જેમ હસે નહિ,
દુર્જન પણ નિંદે નહિ જનમાં જેમ જો;
નિજનું નામ અમર નર નારીમાં રહે,
ઉદય થાય આપણનું કરવું એમ જો: પ્રમદા૦

કેશવ હરિને પતિમાં ફેર કશો નથી,
અંતરમાં અનુભવથી સમજી એમ જો;
પોતાના પતિનો શુભ પ્રેમ વધ્યો રહે,
પ્રતિદિન કરવા કોટી ઉપાયો તેમ જો: પ્રમદા૦

(केशवकृति.)

---

## રાગ અલબેલાના ગરબાનો.

શીખામણ દઉં આજની, ગુણ લેનારાં;
તે ગણો તમારા કાજની, બ્હેનો મારાં.
સંપ સજો સહુ સાથમાં, ગુણ લેનારાં;
શું કજિયે આવે હાથમાં? બ્હેનો મારાં.

શાંત સ્વભાવે સદા રહો, ગુણ લેનારાં;
કેનેય નહીં કડવું કહો, બ્હેનો મારાં.
મન નિર્મળ જો રાખશો, ગુણ લેનારાં;
તો પુણ્યતણાં ફળ ચાખશો, બ્હેનો મારાં.

લપટાશો નહિ લોભમાં, ગુણ લેનારાં;
કદિ ક્રૂર ન થાશો ક્રોધમાં, બ્હેનો મારાં.
અતિ અભિમાન ન માનિયે, ગુણ લેનારાં;
કદિ દુખિયાને ઉદ્ધારિયે, બ્હેનો મારાં.

શીળ સજો મનથી અતિ, ગુણ લેનારાં;
પતિના પદમાં રાખી મતિ, બ્હેનો મારાં.
સદ્‌ગુણ સમ એકે નહીં, ગુણ લેનારાં;
આભૂષણ સમ એકે અહીં, બ્હેનો મારાં.

દુર્ગુણને દેખી ડરો, ગુણ લેનારાં;
ભવસાગર શુભ કર્મે તરો, મ્હેનો મારાં.
પતિપદ સેવો પ્રેમથી, ગુણ લેનારાં;
સુખ મેળવશો એ નેમથી, મ્હેનો મારાં.

તન મન ધન કાયે થકી, ગુણ લેનારાં;
માનો ઇશ્વર છે એ નકી, મ્હેનો મારાં.
મન વચને ને વાણિએ, ગુણ લેનારાં;
પતિને નિજ દૈવત જાણિએ, મ્હેનો મારાં.

એજ તમારા ઈશ છે, ગુણ લેનારાં;
વળિ ખરા એજ જગદીશ છે, મ્હેનો મારાં.
શું જપ તપને ધ્યાનથી, ગુણ લેનારાં;
શમ દમને બીજાં દાનથી, મ્હેનો મારાં.

યમને નિયમ વળી કથા, ગુણ લેનારાં;
પતિની પૂજા વિણુ તે વૃથા, મ્હેનો મારાં.
માટે કહું હું એટલું, ગુણ લેનારાં;
સુણજો કાને સહુ તેટલું, મ્હેનો મારાં.

ઇશ્વર એ પતિને સુખે, ગુણ લેનારાં;
રાખો સહુ એમ કહો મુખે, મ્હેનો મારાં.
જવું સાસરે જ્યારથી, ગુણ લેનારાં;
નહિ દૂર જવું ઘરબારથી, મ્હેનો મારાં.

દેહે મન વચને તમે, ગુણ લેનારાં;
કરજો પ્રિય પતિને જે ગમે, મ્હેનો મારાં.
પતિ તમારા પ્રાણ છે, ગુણ લેનારાં;
એની પૂજામાં લ્હાણુ છે, મ્હેનો મારાં.

કડવા બોલ ન બોલિએ, ગુણ લેનારાં;
મુખ સરળ વચનથી ખોલિએ, મ્હેનો મારાં.

સદાચાર સુખ ભોગવી, ગુણ લેનારાં;
કાથા કરજો યશની નવી, વ્હેનો મારાં.

( केशवकृति. )

## વારી વારી શું શોભે છે વીરો:—એ ઢબ.

કરે કામિની[1] શું સંસારે, વારે વારે પતિને સંભારે;
બધી આળ પંપાળ વિસારે, પતિ રામનું નામ ઉચ્ચારે;
ભલેને દાબો બ્રહ્માંડભારે, ભલેને કાપો તીક્ષણ ધારે;

( સાખી ) દેહ ગેહ શુદ્ધિ નહિ, તૂટી ગઈ જગપ્રીત,
ગોરી તે ગાતી ફરે, રસીઆનું રસગીત.

ખાન પતિનું ને પાન પતિનું ગાન પતિ ગુલતાન,
એક મુકે નહિ ટેક પેરાવે છેક શુળી સુલતાન કરે.

( डाह्याभाई )

## શાર્દૂલ વિક્રીડિત.

ચાલે ચોંપથકી સદાચરણમાં સૌભાગ્યથી શોભતી,
સ્વામીને સુખ આપવા પ્રતિદિને યત્નો કરે છે અતિ;
સંસારે સુખરૂપ એક નિજનો જે ધર્મ શોધી લહે,
તે નારી જનનો શિરોમણિ સતીને શ્રેષ્ઠ સર્વે કહે.

( केशवकृति. )

## શાર્દૂલવિક્રીડિત.

પ્યારા પ્રાણપતિ કદી દુઃખીત તો, દુઃખી થતી જે અતિ,
વિપતિ સમયે વિધુરદની જે, પ્રાણેશ સંતોષતી.

---

૧. સ્ત્રી.

જે નારી નિજ નાથને પ્રભુ ગણી, સન્માનથી માનતી,
તે નારી નિજ નાથ સાથ રહીને, દૈવી સુખો પામતી.

( स्त्रीसद्बोध. )

## શાર્દૂલવિક્રીડિત.

સાચો જે શણગાર છે શિયળનો તેને ચહો સહુ તમે,
નિત્ય કલેશ વિના કહો સરલ વાક્યો જે પતિને ગમે;
પોતાના પતિમાં પતિ નિશદિને રાખો ખરા પ્રેમથી,
એથી ઉત્તમ અન્ય ધર્મ અબળા માનો નકી કો નથી.

( केशवकृति. )

## કોઈ રબકી મરજી ક્યા જાને.—એ ઢબ.

સતી નિજ પતિને મનથી માને, શ્રીપતિ સ્વપતિ નવ ભિન્ન જાણે,
પતિભક્તિનો રંગ રમી જાણે, મન પ્રેમ પ્રફુલ્લ કરી જાણે,
અંતરનો રંગ અભંગ બને, પતિસેવનને જીવન જાણે. સતી૰

નિજ પ્રીતમપીડ હૃદે જાણે, દિલના દુઃખ દુર કરી જાણે,
સુખદુઃખ સહે, શુભ ધર્મ પરે, પતિસેવન એજ જીવન જાણે. સતી૰

( स्त्रीसद्बोध. )

## ઓધવ નંદનો છોરો તે નમેરો થયો જો.—એ રાગ.

એમ 'પ્રેમ એકમેક', ધરો દંપતી જો;
જેથી રીઝે તમોપરે ખરે જગપતિ જો. એમ પ્રેમ૰ ટેક. ૧

શોભે નિશા[1]વડે ચંદ્ર ચંદ્રથી નિશા જો;
જેમ દિશા વડે કિરણ કિરણથી દિશા જો. એમ૰ ૨

---

૧ રાત્રી.

શોભે ધીરા[1] વડે ઢાલ ઢાલથી ધીંરો જો ;
શોભે હીરા વડે હેમ હેમથી હીંરો જો . એમ૦ ૩

શોભે સેન વડે ભૂપ સેન ભૂપથી જો ;
જેમ ગુણ વડે રૂપ ગુણ રૂપથી જો . એમ૦ ૪

શોભે પદ્મ વડે નીર પદ્મ નીરથી જો ;
જેમ મુગટ વડે શીર મુગટ શીરથી જો . એમ૦ ૫

શોભે પ્રાણ વડે દેહ દેહ પ્રાણથી જો ;
તેમ નારી વડે નેહ[2] નારી નેહથી જો . એમ૦ ૬

શોભે માત વડે બાળ માત બાળથી જો ;
જેમ રાગ વડે તાલ રાગ તાલથી જો . એમ૦ ૭

શોભે ભક્તિ વડે ભાવ ભક્તિ ભાવથી જો ;
જેમ સઢ વડે નાવ સઢ નાવથી જો . એમ૦ ૮

શોભે છે દયાથી દાન દયા દાનથી જો ;
જેમ વાજાં વડે ગાન વાજું ગાનથી જો . એમ૦ ૯

શોભે મુખ વડે દંત મુખ દંતથી જો ;
તેમ નારી વડે કંથ નારી કંથથી જો . એમ૦ ૧૦

એવાં જોડાં શોભે છે એક એકથી જો ;
પ્રેમે જો હળીમળી વસે વિવેકથી જો . એમ૦ ૧૧

હૃદે રાખજો કંથને મણિતુલ્ય છે જો ;
ખરા પ્રેમ તણી કિંમત અમુલ્ય છે જો . એમ૦ ૧૨

(मणिशंकर विश्वनाथ.)

---

૧ શૂરવીર. ૨ સ્નેહ.

**શામળીયા વ્હાલા રહો વેગળા રે.—એ રાગ.**

મા ભજીયે, તુજને ભવાની ભાવથી રે,
ભવ તારો પતિવ્રત નાવથી રે,
શોભે અબળા તણો અવતાર રે. મા ભજીયે૦ ૧

સાર સંસાર કેરો સતીપણું રે,
પરમાર્થનું બીજ રૂડું ઘણું રે,
પતિવ્રતનો પ્રતાપ અપાર રે. મા ભજીયે૦ ૨

બ્રહ્મા વિષ્ણુ અને રૂદ્ર[૧] દેવથી રે,
સતીઓ સઘળી નિગમે[૨] કથી રે,
પતિ જનમાં જેને પ્યાર રે. મા ભજીયે૦ ૩

સાચો ઉદય થશે તેજ દેશનો રે,
પુરો પ્રેમ તે પામે મહેશનો રે,
જ્યાં પ્રકટે પતિવ્રતા નાર રે. મા ભજીયે૦ ૪

અનસૂયા મદાલસા જાનકી રે,
હરિશ્ચંદ્રની રાણી તારામતી રે,
થયાં ત્રિભુવનનાં શણગાર રે. મા ભજીયે૦ ૫

સાચા ટેક ભરેલી સીમંતિની રે,
સતીઓ હતી ભારતભૂમિની રે,
નામ ગણતાં ન આવે પાર રે. મા ભજીયે૦ ૬

દમયન્તી જેવી સાચી સાધવી રે,
આર્યભૂમિમાં પૂર્વ થતી હવી[૩] રે,
જેથી યમ કળિ પામ્યા હાર રે. મા ભજીયે૦ ૭

હવે ભટકે થઇ ભગતાણીઓ રે,
જૂઠા ધર્મના ઢોંગમાં તાણીઓ રે,
તેથી ભારતભૂમિને ભાર રે. મા ભજીયે૦ ૮

---

૧ શંકર. ૨ વેદ. ૩ હતી.

પતિ તજીને ભજી દેવ દેવલાં રે,
બીજા ગુરૂમાં ફસી વીણુ વેવલાં[1] રે,
તેથી હિંદુતણો ઘટયો ભાર રે. મા ભજીયે૦ ૯

માજી અજ્ઞાન ટાળો અમતણું રે,
આર્યનારીમાં વ્યાપો[2] સતીપણું રે,
નમી નગિન કરે નમસ્કાર રે. મા ભજીયે૦ ૧૦

(नगीनदास पु.).

રાગ ધોળ.

સતી ગણો પ્રાણથી પતિ પ્યારો રે, એજ શિક્ષણનો સાર સારો;
સતી ગણો૦

પતિઆજ્ઞાને પ્રેમે પ્રમાણી રે, એના હૃદયનું હારદ[3] જાણી રે;
એજ માનો ખરી સુખ ખાણી, સતી ગણો૦ ૧

પતિભક્તિમાં રાખી આસક્તિ રે, છળકપટની છાંડવી યુક્તિ રે;
રાખવી અતિ નિર્મળ વૃત્તિ, સતી ગણો૦ ૨

કાન્તાકથન કવિતા સમાન રે, વદે વિબુધ વડા વિદ્વાન રે;
તેનું કાં નવ જાળવો માન, સતી ગણો૦ ૩

પતિનિંદા કરે જે નારી રે, અપયશની તે અધિકારી રે;
થાય અંતે અતિ દુઃખિયારી, સતી ગણો૦ ૪

**'પ્રેમદા'** નામ પ્યારૂં તમારૂં રે, 'રામા' 'રમણી' ને 'સુંદરી' સારૂં રે;
ગર્વ અવગુણે આજ અકારૂં, સતી ગણો૦ ૫

પતિ રૂપે ગુણે રીઝી રે'વું રે, સત્ય વચન રૂચીકર કે'વું રે;
સમે સુખદુઃખ આપે તે સહેવું, સતી ગણો૦ ૬

---

૧ ફાંફાં. ૨ પ્રસરો. ૩ મનોભાવ.

લઇ કેળવણી દૃઢ થાવું રે, જૂઠા જનને ઓળે[1] નવ જાવું રે;
ગુણવંત ગંભીર ગણાવું, સતી ગણો૦ ૭

દ્વેષ કલેશને ફેંકી દૂર રે, મદ[2] મત્સર[3] તજીયે જરૂર રે;
કાન કામિનીનું એજ નૂર, સતી ગણો૦ ૮

## રાગ ધોળ.

પતિવ્રતા પૂરી તે જાણો, પતિ ગણે પરમેશ રે;
જીવના જીવનહાર ગણીને, જપતી જાપ[4] હમેશ રે. પતિ૦

સહાય સેવે નિજ સ્વામીને, દુખવતી નવ લેશ રે;
વરના વિચારને રે' મળતી, કરતી કદિ ના કલેશ રે. પતિ૦

ધરતી મન નીતિ પર નિત્યે, ઉચ્ચરતી ન અસત્ય રે;
ડરતી રે' દિલ રાધાવરથી,[5] કરતી નવ કુકૃત્ય રે. પતિ૦

મળતી રે' સતસંગત માંહે, ભરતી ગુણ ભંડાર રે;
વરતી રે' વશ થૈ વરજીને,[6] પળતી[7] નવ પર દ્વાર રે. પતિ૦

વર જમી ઉઠયા પૂઠ[8] પોતે, જમતી જે નિર્ધાર રે;
રજની પણ વર પોઢ્યા પાખે,[9] સૂતી નવ નિર્ધાર રે. પતિ૦

પર નરને પથ્થર સમ લેખે, નિજ વર હૈયાહાર રે;
પરનું સુખ પેખી નવ પીડે, નિજ વરને નિર્ધાર રે. પતિ૦

વરની આવક તે અવલોકી,[10] જાવક[11] જે કરનાર રે;
ચલવે ઘરરૂપ રાજ્ય સુરીતે, કરકસરે નિર્ધાર રે. પતિ૦

સ્વામીના સુખે સુખીઆરી, વરદુઃખે દુખીઆરી રે;
એ રતિએ પામે દુઃખ વરજી, સતી અપરંપાર રે. પતિ૦

---

૧ છાયામાં ૨ ખુમારી, ગર્વ. ૩ અદેખાઇ, ઇર્ષા ૪ જપ. ૫ કૃષ્ણ. ૬ વરને. ૭ જતી. ૮ પાછળ. ૯ વિના. ૧૦ જોઇ. ૧૧ ખર્ચ.

સુખ આવે નવ જે છલકાતી,[1] દુઃખથી નવ ડરનાર રે ;
સંકટમાં પણ ધીરજ ધારી, શાન્ત સદા રે'નાર રે . પતિ૦

ઉચરતી મુખ વેણુ મધુરાં, વરથી વારંવાર રે ;
ઘરની ગુપ્તજ વાત કદાપિ પરને નવ કરનાર રે . પતિ૦

અધરામૃત[2] રસપાન કરાવી, પીયુ મન રાખે પ્રસન્ન રે ;
એ રીતે જેણે પતિવ્રત પાળ્યું, તે પ્રમદાને ધન્ય રે . પતિ૦

વશીકરણ વિદ્યા[3] જે કા'વે, તે સેવા સ્વાધીન રે ;
એ વીણ ફાંફાં સૌ ફોગટનાં, ભણે દિવાળી દીન રે . પતિ૦

---

રઘુપતિ રામ હૃદયમાં રે જો રે:—એ રાગ.

સુણો સકળ સોહાગણ નારી રે,
કહું શિક્ષા સદા સુખકારી રે ;
દેજો વિષયને દિલથી વિસારી,
શિયળરૂપી સાડી સવાશિર ધારી રે ;
ધરો સુમતિને કુમતિ વિદારી . શિ૦

પંચની સાખે પરણ્યો તે નાથ રે,
ગ્રહ્યો મંડપમાં જેણે હાથ રે ;
કરો સેવા તેની દિનરાત . શિ૦

એ છે આતમનો અધિકારી રે,
એથી સદ્દગતિ થાય તમારી રે ;
કહું વાત હું એ'ની વિચારી . શિ૦

અન્ય પુરૂષ દેખીને રૂપાળો રે,
તેને અંતરથી દુર ટાળો રે ;
વળી કરડી નજરથી નિહાળો . શિ૦

---

૧ ફુલાતી. ૨ ચુંબનરસ. ૩ વશ કરવાના ગુણ.

લુચ્ચા લોક દેખી દિલ ડરવું રે,
દૂરથી દેખી વેગળા તરવું રે;
સદા નીતિને રસ્તે આચરવું. શિ૦

શીળવંતીને ખટરસ તજવા રે;
નિત્ય શણગારને નહિ સજવા રે,
પણ ભાવે પ્રભુગુણ ભજવા રે. શિ૦

કદી હસવું ન દાંત દેખાડી રે,
વળી રમવું નહિ, તાળી પાડી રે;
કરવી નહિ ચુગલી ચાડી. શિ૦

નિજ ભ્રાત ને તાતની સાથે રે,
વાત કરવી નહિ કદી વાટે રે;
પાળો શિયળ ગણી પ્રાણ સાટે. શિ૦

પે'રો ચીર ઘણા મૂલદાર રે,
વળી આભૂષણનો નહિ પાર રે;
જાણો શિયળ વિના તે અંગાર. શિ૦

શુદ્ધ શિયળ થકી સુખ મળશે રે,
વળી મનના મનોરથ ફળશે રે;
પ્રભુ સંકટ તેહનાં હરશે. શિ૦

શીળવંતી સદા વખણાય રે,
સેવે સુરીનર જેહના પાય રે;
જેના જશ જગમાંહી ગવાય. શિ૦

પડે કષ્ટ નહિં કોઈ વાર રે,
બને વિષધરની ફુલમાળ રે,
એવો મહિમા શિયળ નો અપાર. શિ૦

શીળવંતીના ઇશ્વર સાખી રે,
ધણીની આફતે લજ્જ રાખી રે;
અમૃતવાણી આ અમૃતે ભાખી. શિ૦

## ગરબી.

પરદેશી ચિત્ત સોંપી હું આ ચા......લી:—એ રાગ.

બ્હેની સુંદર શીળવ્રત ધાર શરીર શોભા....યછે,
એ વિણ ભૂષણ સરવે ભારરૂપે સમજા....ય છે. બ્હેની૦ ટેક.

(સાખી) શીળ આભૂષણ શ્રેષ્ઠ છે, આ સૃષ્ટિ સમુદાય;
ધરો હૈયે હરખાઇને, શોભા કહી ન જાય.

એની શોભા આગળ કુંદન પણ કરમા....ય છે. બ્હેની૦ ૧

(સાખી) શીળ વિણ ભૂષણ સર્વ છે, ભાર અને ભયરૂપ;
અસત્ય હું નવ ઉચરૂં, નથી નથી એહ અનુપ.

ભૂલી શીળવ્રત તે તો નરકનિવાશી થાય....છે. બ્હેની૦ ૨

(સાખી) રૂપ ગુણમાં રંભા સમી, વદવે વાણી ચતુર;
પણ દુષ્કર્મેં દોડતી, ધિક ધિક તેનું પુર.

એવા જીવતર માંહે ધૂળ પડી પરખા....ય છે. બ્હેની૦ ૩

(સાખી) હોય કાળી ને કુબડી, ભારે ભોળી નાર;
પણ પતિને સંભાળતી, સ્નેહે સાંજ સવાર.

તો તે વિશેષ બ્હેની વિશ્વ વિષે વખણા....ય છે. બ્હેની૦ ૪

(સાખી) શીળવ્રત સાચું રત્ન છે, સાચવજોજ સદાય;
શીળવ્રત સૃષ્ટિમાં દિસે, વશીકરણ વિદ્યાય.

જેથી સહિયર સત્વર વાલમ વશ વરતાય....ય છે. બ્હેની૦ ૫

(સાખી) શીળવ્રત જેણે સેવીયું, કષ્ટ સહી નિજ કાય;
શુદ્ધ દિલે સેવા કરી, સ્વામી કેરી સદાય.

તેના જીવતરને છે ધન્ય ગુણીજન ગા....ય છે. બ્હેની૦ ૬

**કામણ દીસેછે અલબેલા તારી આંખમાં રે.—એ રાગ.**

બ્હેની ! સ્નેહરંગ આનન્દે નિત્ય મહાલજે રે,
પતિવ્રત પાળજે રે : બ્હેની૦

ભારતીની[1] પુત્રી તું રૂડી,
સહે અનુપમ દુઃખડાં, ધીરી !

તદપિ[2] મીઠડે મુખડે તુજ સ્મિત[3] રાખજે રે,
વિમળ[4] પ્રીતિ ઝાંખજે રે : બ્હેની૦

ધર્મ શાસ્ત્રની અદ્ભુત વાણી,
સર્વ પંથમાં નીતિ પ્રમાણી,

દિવ્ય યુગ્મ[5] તુજ પતિ-તુજ કેરૂં સુહાવજે રે,
શિયળમાં રાચજે રે. બ્હેની૦

અનેક લાલચ તુજને નડશે,
પ્રેમમાર્ગમાં કંટક પડશે,

જગદીશ્વર પર શ્રદ્ધા સાચી રાખજે રે,
તરીને તારજે રે. બ્હેની૦

નિર્બળતા હૃદયેથી ઉતારી,
વિચારને આચાર સુધારી,

પતિ ઉર વિરમી[6] સંતોષે સુખદા[7] થજે રે,
પતિ પ્રભુ માનજે રે. બ્હેની૦

માતુ આપણી ભારતી જોતી,
ખિન્ન ગાત્ર[8] આંસૂડાં લ્હોતી,

પૂર્વ સ્થિતિ આહ્લાદક[9] ગઇ ક્યાં એની છે રે,
અંતરમાં દહે રે. બ્હેની૦

---

૧ હિન્દદેવી. ૨ તોપણ. ૩ મ્હોં મલકાવવુ તે. ૪ શુદ્ધ ૫ જોડું.
૬ રહીને. ૭ સુખ આપનાર. ૮ કરમાયેલાં અંગોએ. ૯ આનંદદાયક.

વ્હેમ, કુસંપો, કલેશ કપાવી,
ગૃહમન્દિર સુખવાડી બનાવી,
દીન નબળામાં આત્મ ઉદ્દાર તું ધારજે રે,
ખરૂં તુજ રૂપ તે રે. બ્હેની૦

મૂર્ખ રૂઢિનાં બન્ધન તોડી,
સુનીતિ, લજ્જા, સુવ્રત જોડી,
નિજ બાળક-બુદ્ધિ ને વૃત્તિ ખિલાવજે રે,
ઉદયની આશ એ રે. બ્હેની૦

શોકતિમિરની જ્વાળા ત્હારા,
કુટુમ્બમાં કરી શાન્ત, સૌખ્યદા,
તન મન આત્મોદ્ધાર સુધારા હાથ લે રે,
જનનિ ભૂમિ રક્ષજે રે. બ્હેની૦

(वि. ज. भ्रा. समाज.)

---

## રાસડો—પુનમ ચાંદની ઇ૦—એ રાગ.

સખીઓ નિજ નિજ નીતિધર્મ સદા સાંભળીએ રે,
પરમ પવિત્ર પતિવ્રત પટકુળ કરી પરિધાન[૧],
સાસુ સસરા માત પિતાની સેવા સાચવો રે;
ભાવ સહિત ભક્તિથી નિત ભજીએ ભગવાન,
એવા ઉત્તમ ગુણથી ઉભય સુકુળ અજવાળીએ[૨] રે. એ ટેક.

(સાખી) નજરે નજર ન જોડીએ, નાથ વિના નર સાથ,
પરનરને નવ આપીએ, તાળી હાથોહાથ.

હસવું રમવું જમવું એકાન્તે નવ બેસવું રે,
પતિ વિણ પતિના પણ સન્મિત્રોની સંગાથ. એવા૦

---

૧ કરી પરિધાન—પહેરીને. ૨ દીપાવીએ.

(સાખી) નાથ વિના કરવી નહિ, વિનોદ[1] રસની વાત,
વિશ્વ વિરૂદ્ધ ન વર્તવું, ભલે તાત કે ભ્રાત.
સજની ભ્રષ્ટ થવું નહીં સુધરી સદ્[2] આચારથી રે,
નિર્લજ નટખટની સોબત તજવી સુજાત. એવા૦
(સાખી) કુષ્ટી[3] કદ્રૂપ[4] કુબડો, નિર્ધન નિર્બળ કાય,
મતિહીન પતિત પતિ મળે, એ સતીને સુરરાય[5].
જોડી પગ અંગુઠે દૃષ્ટિ આધું ઓઢીએ રે,
સુખકર સાચવીએ સૌ સાથે સંપ સદાય. એવા૦
(સાખી) ઉંચે સ્વરે ન ઉચરવું, મુકીને મરજાદ,
કુલીન બ્હેન કરવો નહીં, વડીલથી વિવાદ[6].
ચંચળ ચાલે ચટક મટક ચતુરા[7] નવ માલીએ રે,
શિવસુત કેશવની શીખામણ અંતર યાદ. એવા૦
(ડાહ્યાભાઇ).

---

રાગે સારંગ.

શીખ સાસુજી દેછે રે, વહુજી રહો ઢંગે—એ રાગ.
સખી આવોને આજે રે, રમીએ આનંદ ભરી,
ગાયે ગુણિયલ ગીતિ રે, પ્રભુની પ્રીતિ ભરી. સખી૦
(સાખી) કૃષ્ણ વદન શ્રી કૃષ્ણજી રમણીય રાધારૂપ,
સત્યપ્રેમી એ જોડલું હૃદય સંબંધ અનુપ;
અનુપમ એને કહિએ રે, પ્રણયથી જોડાયાં,
વ્યાસે વેદ પુરાણે રે, વખાણીને ગાયાં. સખી૦
(સાખી) સુખ તજી દુઃખ વનવાસનું સુખથી માગી લીધ,
પતિ પુંઠે પ્રમદા ગઇ સતી સીતાજ પ્રસિદ્ધ;

---

૧ ગમત. ૨ સારો. ૩ કોઢવાળો. ૪ ખરાબ રૂપવાળો. ૫ ઇન્દ્ર જેવો. ૬ તકરાર. ૭ ચતુર સ્ત્રી.

પ્રસિદ્ધિ અતિ પામ્યાં રે પ્રણય-નય[1] અદ્વૈતે[2],
રૂષિ વાલ્મિકિએ જને વસાડયા જનચિત્તે. સખી૦

(સાખી) તજી ઘોર વેરાનમાં, પતિએ વસ્ત્ર વિહિન,
દમયંતી દયિતા[3] ભમે, સ્વામી સ્તવનમાં લીન.

લીન થઈ પતિપ્રેમે રે, ન વ્હેમે એ વિફરી,
દઢતા મન રાખી રે, પૂરણ પદ પામી ખરી. સખી૦

(સાખી) રાજય તજ્યું રિદ્ધિ તજી, સુખ સિદ્ધિ પતિપુઠ,
લઈ શબ અંક[4] સતી, થઈ સુલોચનાજ વિશુદ્ધ.

વિશુદ્ધિ[5] વડે પામી રે, સ્વર્ગીય સુખ સ્વામી સહે,
પ્રેમબંધ હૃદય જે રે, કહો સુખ કેમ ન ચહે. સખી૦

(સાખી) માન તજી મહિલા[6] ગઇ, નિજ પિતુગૃહ[7] સુખ માટ,
નિજ પતિસ્થળ ન વિલોકતાં, યજ્ઞ સમર્યું આપ.

પડી યજ્ઞે સતી ત્યાં રે, અનાદર દેખીને,
લઈ ભેખજ ચાલ્યા રે, સતી ગત દેખીને. સખી૦

(સાખી) આર્યપ્રેમ અદ્વૈત એ, એજ જીવનનું સાર્થ,
એજ પ્રણય અવની કરે, સતી વિરક્ત સમાજ. સખી૦

શુદ્ધ પ્રીતિની નીતિ રે, પ્રતીતિ[8] પતિભક્તિ,
ભવભીતિજ[9] ટાળ રે, સતીની એ શુભ રીતિ. સખી૦

(जन्मशंकर गिरिजाशंकर.)

---

રાગ દેશ.

ઉગ્યો સખી સૃષ્ટિનો શૃંગારહાર,
ચાલ્ય ચાલ્ય જોવાને ચંદ્રમા.

---

૧ પ્રેમરૂપી નીતિ. ૨ એકપણું. ૩ સ્ત્રી. ૪ ખોળો. ૫ વિત્રતા. ૬ સ્ત્રી. ૭ પિયર. ૮ ખાત્રી. ૯ સંસારનો ભય.

જોને પ્રેમઘેલી ભૂમિનો દેદાર[1],
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં;
હાં રે ડોલે સૃષ્ટિ આનંદમાં.

(સાખી) ધન્ય ! ધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિપાઠ[2] પઢાવતો, સાધીને એકાન્ત.

ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરે રે,
ગુણિયલ ગોરી પતિગુણ ગાય, શાન્તિ ચિત્તે સ્મરે રે.

ધરોને વ્હેન ! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસપાન.

(સાખી) ચંદ્રમુખે ચીડાઇને, તારાનાં મુખ શ્યામ,
સદ્‌ગુણીનું મુખ ભાળીને રમે હ્રુદયના રામ.

સખી ! જેને પતિનું માન—
તેનાં ગંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રમા રસિક લઈ તાન.

ધરણી પડી૦

(સાખી) ધરણી-નાર[3] સમ ગૃહિણીઓ[4] સેવે સ્વામીપાય,
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જયજય ત્યાં ઉચરાય.

ધરણી પડી૦

( ડાહ્યાભાઈ. )

---

## ગરબો.

શિયળ સખી સુંદરી શણગાર, હાર, ધાર ધાર હૃદયમાં સાધવી.
થાય આ સંસાર સુખકાર સાર, ધાર ધાર હૃદયમાં સાધવી.

---

૧ દેખાવ. ૨ બોધ. ૩ પૃથ્વીરૂપીનારી. ૪ સ્ત્રીઓ.

(સાખી) ધન્ય ધરાપર જે થઇ, પતિવ્રતા પ્રેમદાય;
પવિત્ર તેના નામને, જપતાં પાતિક જાય.

શામા સતીતણા ગુણ ગાય, સદાયે તેને સ્મરે રે,
શિયળવ્રત પાળીને હરખાય, સદાયે સુખે ઠરે રે.

ધરોને સખી સતીચરિત્ર તણું ધ્યાન,
કરોને સખી સતી તણાં ગુણગાન,
પામો જેથી દેવિ સમા શુભ માન. શિયળ સખી૦

(સાખી) પતિ પરાત્પર ધારીને, સતી કરે છે સેવ;
પૂર્ણ પ્રેમથી પ્રેમદા, તજી દઇ અહુમેવ.

જગઅર્ણવ જુવતી, નાથ સ્હેજમાં તરે;
વસુમતિ પરે, સુકીર્તિ વિસ્તરે.

જુઓ સીતા સતી, તેમ દ્રૌપદી રે લોલ.
સતી પાર્વતી દમયંતી, આદિ શોભતી રે લોલ.

ગાઓ પ્રીતેથી સખી, ગાઓ પ્રીતેથી સખી
પ્રતિવ્રતાના ગુણગાનને,
થાઓ પ્રીતેથી સખી, થાઓ પ્રીતેથી સખી
સદ્‌ગુણી દેવી સમાનને,
ઈશ આરાધીએ, પાયે લાગીએ, (૨)
પામો માનને, શિયળ સખી૦

(अ. म.)

---

## વરઘેલી.

ઓધવજી સ દેશો કહેજો શ્યામને.—એ રાગ.

વાતલડી વરઘેલીની આવો કહું,
સાંભળજો સાચવજો હૈયામ્હાંય જો;

જોને પ્રેમઘેલી ભૂમિનો દેદાર[1],
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં;
હાં રે ડોલે સૃષ્ટિ આનંદમાં.

(સાખી) ધન્ય ! ધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિપાઠ[2] પઢાવતો, સાધીને એકાન્ત.

ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરે રે,
ગુણિયલ ગોરી પતિગુણ ગાય, શાન્તિ ચિત્તે સ્મરે રે.

ધરોને બ્હેન ! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસપાન.

( સાખી ) ચંદ્રમુખે ચીડાઇને, તારાનાં મુખ શ્યામ,
સદ્દગુણીનું સુખ ભાળીને રમે દુષ્ટના રામ.

સખી ! જેને પતિનું માન—
તેનાં ગંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રમા રસિક લઈ તાન.

ધરણી પડી૦

( સાખી ) ધરણી–નાર[3]સમ ગૃહિણીઓ[4] સેવે સ્વામીપાય,
ચતુર ચંદ્ર સમ ધણી મળે, જયજય ત્યાં ઉચરાય.

ધરણી પડી૦

( ડાહ્યાભાઈ. )

---

ગરબો.

શિયળ સખી સુંદરી શણગાર, હાર, ધાર ધાર હૃદયમાં સાધવી.
થાય આ સંસાર સુખકાર સાર, ધાર ધાર હૃદયમાં સાધવી.

---

૧ દેખાવ. ૨ બોધ. ૩ પૃથ્વીરૂપીનારી. ૪ સ્ત્રીઓ.

(સાખી) ધન્ય ધરાપર જે થઈ, પતિવ્રતા પ્રેમદાય;
પવિત્ર તેના નામને, જપતાં પાતિક જાય.

શામા સતીતણા ગુણ ગાય, સદાયે તેને સ્મરે રે,
શિયળવ્રત પાળીને હરખાય, સદાયે સુખે ઠરે રે.

ધરોને સખી સતીચરિત્ર તણું ધ્યાન,
કરોને સખી સતી તણાં ગુણગાન,
પામો જેથી દેવિ સમા શુભ માન. શિયળ સખી૦

(સાખી) પતિ પરાત્પર ધારીને, સતી કરે છે સેવ;
પૂર્ણ પ્રેમથી પ્રેમદા, તજી દઈ અહમેવ.

જગઅર્ણવ જુવતી, નાથ સ્હેજમાં તરે;
વસુમતિ પરે, સુકીર્તિ વિસ્તરે.

જુઓ સીતા સતી, તેમ દ્રૌપદી રે લોલ.
સતી પાર્વતી દમયંતી, આદિ શોભતી રે લોલ.

ગાઓ પ્રીતેથી સખી, ગાઓ પ્રીતેથી સખી
પ્રતિવ્રતાના ગુણગાનને,

થાઓ પ્રીતેથી સખી, થાઓ પ્રીતેથી સખી
સદ્ગુણી દેવી સમાનને,

ઈશ આરાધીએ, પાયે લાગીએ, (૨)
પામો માનને, શિયળ સખી૦

(अ. म.)

---

## વરઘેલી.

ઓધવજી સદેશો કહેજો શ્યામને.—એ રાગ.

વાતલડી વરઘેલીની આવો કહું,
સાંભળજો સાચવજો હૈયામ્હાંય જો;

જોને પ્રેમઘેલી ભૂમિનો દેદાર[1],
જોને ડોલે સૃષ્ટિ આનંદમાં;
હાં રે ડોલે સૃષ્ટિ આનંદમાં.

(સાખી) ધન્ય ! ધરા સુંદરી તને, ચતુર ચંદ્ર તુજ કાન્ત,
શાન્તિપાઠ[2] પઢાવતો, સાધીને એકાન્ત.

ધરણી પડી પતિને પાય, શિક્ષા શિરે ધરે રે,
ગુણિયલ ગોરી પતિગુણ ગાય, શાન્તિ ચિત્તે સ્મરે રે.

ધરોને બ્હેન ! ધરતી માતાનું કહ્યું કાન,
પ્રીતેથી કરો સંસારસુધારસપાન.

( સાખી ) ચંદ્રમુખે ચીડાઇને, તારાનાં મુખ શ્યામ,
સદ્દગુણીનું સુખ ભાળીને રમે હૃદયના રામ.

સખી ! જેને પતિનું સાન—
તેનાં ગંધર્વ ગાયે ગાન;
પામે દેવી સમાન સન્માન,
રમે રમા રસિક લઈ તાન.

ધરણી પડી ૦

( સાખી ) ધરણી-નાર[3]સમ ગૃહિણીઓ[4] સેવે સ્વામીપાય,
ચતુર ચંદ્રસમ ધણી મળે, જયજય ત્યાં ઉચરાય.

ધરણી પડી૦

( ડાહ્યાભાઈ. )

---

ગરબો.

શિયળ સખી સુંદરી શણગાર, હાર, ધાર ધાર હૃદયમાં સાધવી.
થાય આ સંસાર સુખકાર સાર, ધાર ધાર હૃદયમાં સાધવી.

---

૧ દેખાવ. ૨ બોધ. ૩ પૃથ્વીરૂપીનારી. ૪ સ્ત્રીઓ.

(સાખી) ધન્ય ધરાપર જે થઈ, પતિવ્રતા પ્રેમદાય;
પવિત્ર તેના નામને, જપતાં પાતિક જાય.

શામા સતીતણા ગુણ ગાય, સદાયે તેને સ્મરે રે,
શિયળવ્રત પાળીને હરખાય, સદાયે સુખે ઠરે રે.

ધરોને સખી સતીચરિત્ર તણું ધ્યાન,
કરોને સખી સતી તણાં ગુણગાન,
પામો જેથી દેવિ સમા શુભ માન. શિયળ સખી૦

(સાખી) પતિ પરાત્પર ધારીને, સતી કરે છે સેવ;
પૂર્ણ પ્રેમથી પ્રેમદા, તજી દઇ અહમેવ.

જગઅર્ણવ જુવતી, નાથ સ્હેજમાં તરે;
વસુમતિ પરે, સુકીર્તિ વિસ્તરે.

જુઓ સીતા સતી, તેમ દ્રૌપદી રે લોલ.
સતી પાર્વતી દમયંતી, આદિ શોભતી રે લોલ.

ગાઓ પ્રીતેથી સખી, ગાઓ પ્રીતેથી સખી
પ્રતિવ્રતાના ગુણગાનને,
થાઓ પ્રીતેથી સખી, થાઓ પ્રીતેથી સખી
સદ્ગુણી દેવી સમાનને,
ઈશ આરાધીએ, પાયે લાગીએ, (૨)
પામો માનને, શિયળ સખી૦

(अ. म.)

---

## વરઘેલી.

ઓધવજી સદેશો કહેજો શ્યામને.—એ રાગ.

વાતલડી વરઘેલીની આવો કહું,
સાંભળજો સાચવજો હૈયામ્હાંય જો;

ઝરમર ઝરમર વરસે જ્યારે મેહુલા,
હૈયાં હેઠાં સહુનાં ત્યારે થાય જો. ૧

કરે મજા કલ્લોલભરી[1] આનન્દમાં,
હસતાં રમતાં ગાતાં ધરે ઉમંગ જો;
આવે સહુ તો ઘેર બહારથી આ સમે,
ત્યારે કોક પરાધીન હોય વિદેશ જો. ૨

અણસમજુ આવાજ નમેરા કંથની,
એકલડી અબળા વિરહે અકળાય જો;
સમજુ શ્યામા[2] હોય ધરે નહિ રીસ જો,
વસાડવા[3] નહિ જાણે વરના વાંક જો. ૩

સવારમાં ઉઠે લઇ વરનું નામ જો,
મળ્યા સમો સંતોષ ધરી મલકાય જો;
સાથે રહેતાં તે, જે સોણું સાંભરે,
વર ઉપરન્તું વધતું જાયજ વ્હાલ જો. ૪

ઘડી રટણ[5] મૂકે નહિ નણદલવીરનું,
વરના વાગે ભણકારા ચોમેર જો;
હરતાં ફરતાં વરના કરે વિચાર જો,
વરના ગુણનાં ગીતલડાં કંઇ ગાય જો. ૫

ઘેલી રે ઘેલી આવી એ બહાવરી,
એકલી કરતી વરની સાથે વાત જો;
મંદિરમાં પણ કાઢે ઘેલાં આમ જો,
જંપે વરની વાત વિના ન ઘડીક જો. ૬

સાચા હેતતણા વશીકરણે આપ જો,
વરનું પામે વધતું વધતું વ્હાલ જો;

૧ ઉત્સાહવાળી ૨ સ્ત્રી. ૩ મનમાં લાવવા. ૪ સ્વપ્નાં. ૫ સ્મરણ

એવી વરઘેલી વરને હૈયે વસે,
જાણે ફુલની હસતી રમતી માળ જો. ૭

લલિત.

---

## સપ્તપદી.

મંગળ લગ્નપ્રસંગનો સાર રે, તેનો વરણુવ કરૂં હું આ વાર રે;
વેદશાસ્ત્રમાં જેની છે રીત રે, તેને પ્રગટ કરૂં શુભ પ્રીતે રે.

પ્રથમ વર બોલે કન્યાને એમ રે, સાત ડગલાં ભરી ધરી પ્રેમ રે;
સુણી ભાવી પતિની વાણી રે, ભરે પગલાં તે શાસ્ત્ર પ્રમાણી રે.

પ્હેલે પગલે તે બોલે નારી રે, થઇશ આપ તણી સહચારી રે;
સુખદુઃખમાંહિ ભાગ લઇશ રે, નિત્ય શરણુ તમારે રહીશ રે.

બીજે પગલે તે બોલે એ રીતે રે, પોષણુ કરીશ સકળનું પ્રીતે રે;
સાસુ સસરા ગણીને દેવ રે, ભાવ ધરીને કરીશ તેની સેવ રે.

જેઠ આદિની આજ્ઞા પાળું રે, તમ બાળને નિત્ય સંભાળું રે;
સારા નરસાનું રાખીશ ભાન રે, ગૃહકાર્યમાં રાખીશ ધ્યાન રે.

ત્રીજે પગલે તે બોલે બાળા રે, હું તો ગણીશ તમોને વાલા રે;
ભક્તિ અખંડ કરીશ તમારી રે, મીઠી વાણી વદીશ ગણી સારી રે.

ચોથે પગલે પછી એમ બોલે રે, નહિ ગણું કોઇ આપને તોલે રે;
પીડા તમને થતાં પીડાઉં અંગે રે, તમ આજ્ઞા પાળું રહી સંગે રે.

પાંચમે પગલે તે બોલે વિચારી રે, તમે સુણજો પ્રતિજ્ઞા મારી રે;
મારા ધર્મમાં આવીશ ત્યારે રે, શુદ્ધ ભાવથી સેવીશ જ્યારે રે.

પર પુરૂષ ગણું ભાઇ બાપ રે, કદી મનથી એ કરીશ ન પાપ રે;
છઠ્ઠે પગલે ધરીને ઉમંગ રે, બોલે વાણી મધુરી રંગે રે.

થઇ પ્રીતિ છે આપણી સાચી રે, હવે વાત રહી નથી કાચી રે;
તેનું કારણુ એક અનુપ રે, થયા સાક્ષી છે વિષ્ણુ સ્વરૂપ રે.

ચંદ્રકળા બબે ઘડી ચડતી, રાતે દિસે રોજ રે ;
પંદર દિવસ પછી થાય પડતી, બીજાનો શો બોજ. સૌ દિન૦ ૯

કોઈ દિન નદીએ નિર ઉછળતાં, ભાસે અતિ ગંભીર રે ;
વળી કોઈ દિન એવો આવે જે, ન મળે તેમાં નિર. સૌ દિન૦ ૧૦

ઇચ્છાથી ઈશ્વરે ઠરાવી, અવધ ટળે કેમ એહ રે ;
ભલે પીયુ પીયુ કરે બપૈયો, અવધે આવે મેહ. સૌ દિન૦ ૧૧

અવધે આવી ઉભું રહેશે, સુખદુઃખ એવી રીત રે ;
પણ ઈશ્વર સુખ આપી શકે છે, કરો પ્રભુપર પ્રીત. સૌ દિન૦ ૧૨

ધીરજ આપદ કાળે ધારો, પ્રભુને કરો પ્રણામ રે ;
દીનદયાળ સદા સુખ તમને, દેશે દલપતરામ. સૌ દિન૦ ૧૩

---

**માલી માલી ગોકુળની વ્રજનાર કે મહીડાં વેચવા રે લોલ.—એ રાગ.**

સખી જ્યારે સુખના વાયુ વાય, હૃદય હરખાવતા રે લોલ ;
દિસતા દિન સંપત્તિપ્રકાશથી, અતિ રળિયામણા રે લોલ ;

સખી, જ્યારે સુખશય્યાની માંહ્ય, મીઠી નિંદ આવતી રે લોલ ;
બ્હેન, જ્યારે વૈભવ વેળા દુઃખ, નહિ પીછાનતાં રે લોલ ;

નહિ આ ઉજળા દિવસોમાંહ્ય, પરીક્ષા આપણી રે લોલ ;
સખી, સહુ સંકટકેરે સમય, કસોટી નીકળે રે લોલ ;

બ્હેન, જ્યારે વાયુ ભયંકર વાય, ઘોર ઘન[1] ગાજતાં રે લોલ ;
સખી, જ્યારે ઝાબુકે વીજળી, તીક્ષ્ણ હૃદયને વીંધતી રે લોલ ;

વ્હાલી જ્યારે આફતકેરી ઝાડીઓ, જીવનપર તૂટી પડે રે લોલ ;
બ્હેન, આવા કઠિન કાળની માંહ્ય, પૂર્ણ પ્રીતિથી રે લોલ.

કરી નહિ નિજ દુઃખની દરકાર, પતિસુખ શોધિએ
બ્હેન, ત્યારે કિમ્મત આપણી થાય, જીવન તવ શોભતું

---

૧ વાદળાં.

પતિ કદિ ચિન્તા ને ઉદ્વેગ, થકી ગભરાયછે રે લોલ;
તરત સતી હૈયા સરસો લઈ, આશ્વાસન[1] આપતી રે લોલ;
લઈ નિજ નાજુક કરમાં[2] શિર[3], પતિનું પ્રેમથી રે લોલ;
મુકીને કોમળ ઉર[4] પર, શોક નરમ સહુ પાડતી રે લોલ;
બ્હેન, દોરી સુખનાં નવલાં[5] ચિત્ર, સ્વામી સંતોષતી રે લોલ;
કદી નહિ મળતી ધારી ચીજ, ઓછું નવ આણતી રે લોલ;
પતિનો પ્રેમ અમૂલી ચીજ, બીજું સહુ તુચ્છ છે રે લોલ;
આવી રહે બુદ્ધિ જ્યારે બ્હેન, સર્વ સ્થિતિ મહીં રે લોલ;
સખી, ત્યારે સફળ જીવન આ થાય, આપણું સ્ત્રીતણું રે લોલ;
પ્રભુ વળી થાયે બ્હેન, પ્રસન્ન, આવી પ્રીતિ થકી રે લોલ;

( डा. ल. वन्धुसमाज. )



૧ દિલાસો. ૨ હાથમાં. ૩ મસ્તક. ૪ હૃદય. ૫ અવનવાં.



# ૫ 'विविध'

મોહોલે પધારો મ્હારા રાજ, માણીગર મોહોલે પધારો.—એ રાગ.

સંસારનું નૂર[1] છે નાર,
સજ્જન સંસારનું નૂર છે નાર;
સ્ત્રી સુધરે સકળ સુખસાર. ટેક.

સજ્જન, સ્ત્રી સુધરે સકળ સુખસાર;
ધૂળધાણી બધું નિર્ધાર,[2] એ વિણ ધૂળ.

(સાખી) સુંદર સ્ત્રીનું મુખડું, સુંદર સ્ત્રીનું તન;
સુંદર સ્ત્રીના બોલડા, સુંદર સ્ત્રીનું મન. સજ્જન૦ ૧

(સાખી) સુંદર સેવા સ્ત્રી કરે, સુંદર ધરે સ્નેહ;
સુંદરતા સંસારમાં, ભરનારી નારીજ છેય. સજ્જન૦ ૨

(સાખી) આપે જન્મજ જગતને, પાળે પૂરણ પ્રીત;
એનાજ નામ આધારથી, કહાવે ઈશ્વરી અંબા ખચીત!
સજ્જન૦ ૩

(સાખી) મીઠું બોલી મન હરે, ટાળે તનપરિતાપ;
આફતમાં ધીરજ ધરો, ધીર આપે એ નરનેજ આપ.
સજ્જન૦ ૪

---

૧ તેજ. ૨ નક્કી.

(સાખી) ઘરૂણી[1] ઘરનો સ્તંભ છે, ઘરનું ઘરૂણીજ માન;
ઘરૂણી ઘરનું ઘરેણું છે, ઘર ઘરૂણી વિનાનું સ્મશાન.
સજ્જન૦ ૫

(સાખી) ઘડપણમાં ઘરૂણી સખી, સેવા કોથી ન હોય;
સ્વર્ગે પણ સંગે ગઈ, તે તો નારીજ! નર નહિ કોય!
સજ્જન૦ ૬

(સાખી) ધન્ય ધન્ય નારી નામને! પ્રેમી પરમ અપાર!
પાળે પ્રેમે સર્વને, એ તો આદ્યશક્તિ[2] અવતાર.
સજ્જન૦ ૭

(સાખી) નિંદા એની જે કરે, તે પાપી ગુણ ચોર!
દુર્ગુણને દરિયે ડુબી, તોએ દિલડે દયાનુંજ જોર.
સજ્જન૦ ૮

(સાખી) ગોરી[3] ફૂલ ગુલાબનું, સૂકે કે કરમાય;
કે કોહે વિણકાળજી, તોએ જાતિસુગંધિ ન જાય.
સજ્જન૦ ૯

(સાખી) શાસ્ત્રી, પુરાણી, પંડિતો, શાણા સજ્જન સર્વ!
સાચે સાચું હું કહું, તમે માનો મૂકી મન ગર્વ.
સજ્જન૦ ૧૦

(સાખી) દીસે દુર્ગુણી આજ બહુ, નથી એની કાંઇ નાજ;
પણ એક દુર્ગુણી મૂર્ખ કે, જે છે તે તમારાંજ કાજ.
સજ્જન૦ ૧૧

(સાખી) આદિ દમયંતી, સીતા દ્રૌપદી આદિ અપાર;
થઇ ગઈ બહુ ગુણવંતિયો, તે હતી નારીજ નિર્ધાર.
સજ્જન૦ ૧૨

---

૧ સ્ત્રી. ૨ જગદંબા. ૩ સ્ત્રી.

(સાખી) ધર્મે કર્મે ન કેળવો, નાપો કંઇ પણ જ્ઞાન;
રાખો જો હેવાન તો, કયમ ન હોય એ હેવાન !
સજજન૦ ૧૩

(સાખી) હા ! અબળાઓ હાય રે ! હાલ છેજ હેવાન !
ખાવું પીવું ખેલવું, એ ત્રણનુંજ જેને ભાન .
સજજન૦ ૧૪

(સાખી) જયાં હેવાનજ હારનો[1], સઘળો સુંદરી સાથ[2] ,
ત્યાં જીવ્યાથી તો ભલું, ખરે મરણ નવલના ઓ નાથ !
સજજન૦ ૧૫

ગજલ.

પહેલી સખી—" સખી ! જો ! માધવી[3] વેલી ! વિંટાઇ આમ્રને[4] પેલી !
" દિસેછે રમ્ય ને ચારૂ[5], વિંટાઇ તેહ શા સારૂ ? " ૧
બીજી સખી—" સખી ! આધાર એનો એ, વિના આધાર શેની રહે ?
" (તે) રહે સંપી રીતે જેવી, પતિ પ્રત્યે[6] સતી તેવી . ૨
" નહીં પતિરકત[7] રહેછે જે, ધરી પ્રીતિ, કુભાર્યા તે !
" સખી! એ ધર્મ નારીનો, કહે છે વેલી સારી જો !" ૩
પહેલી સખી—" સખી! સાચું, પરંતુ જો પતિ હોયે નઠારો તો ? "
બીજી સખી—" અરે! જો હોય તે સારો, પછી તો નારીને પ્યારો! ૪
" પરંતુ ખૂબી[8] એવી છે, 'નઠારો તોય માની લે
" પતિ સારાની પેઠે તું ', કહેછે માધવી એવું ! ૫
"મૃદુભરી[9] લતા[10] એ છે, વિંટાઇ આમ્રને રહે છે ,
" ન જો કે આમ્ર એવો છે, તદાપિ[11] પ્રેમથી ભેટે ! ૬

૧ સાથનો. ૨ સંગ. ૩ માધવી—એક જાતની વેલ, જે આંબાના વૃક્ષને વીંટાઇ રહેછે. ૪ આંબો. ૫ સુન્દર. ૬ તરફ. ૭ પતિ ઉપર પ્રેમવાળી. ૮ વિચિત્રતા. ૯ સુકોમળ. ૧૦ વેલી. ૧૧ તોપણ.

" કદાપિ મૂર્ખને ગાંડો પતિ, ના તોય તે છાંડો,
" ભલે ને ક્રૂર તે હોયે, તદાપિ ના સતી છોડે." ૭

**પહેલી સખી**—" સખી ! જો ક્રૂર તે કીર[1] લહે તોડી સહુ મોર[2],
" ખરાબી તે બિચારાની, કરે છે કીરની ટોળી." ૮

**બીજી સખી**—" સખી ! હા,, એહવી રીતે, મનુષ્યોની પરે આવે.
" દુઃખો, તોયે ધરે ધૈર્ય, અને સાધે સદા કાર્ય. ૯
" વળી જો તું દુઃખી છે તે, તરૂ તોયે નહીં છોડે,
" લતા પેલી, અને કહે છેઃ-(આવી રીતે) પતિ—
પ્રત્યે સતી રહેછે.". ૧૦

---

**આસો માસો સરદ પૂનમની રાત જો.—એ ઢબ.**

નણુદી ! વ્હેની ! વીર તમારા કામણગારા કાન જો;
નણુદી ! વ્હેની ! વીર તમારા ગૃહમાળી ગૌરવ ભર્યા જો:

નણુદી ! વ્હેની ! મોહન મંત્ર ભર્યું મુખડું મલકાવતા;
હીંચે મ્હારાં હૈયા કેરાં હાસ્ય જો:

નણુદી ! વ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા;
નણુદી ! વ્હેની ! લગ્નગ્રન્થિ બંધાણી અમર તમ વીરશું.

પ્રેમછત્ર પ્રિતમ અંકે પોઢાડતા,
હસ્ત અમી અર્પે શુચિમોતીશેષ[4] જો;

અર્ધ મિલિત આંખડલી નીરખે નાથને,
વીર તમારા વૈકુંઠના વિમળ વિમાન જો.

---

૧ પોપટ.. ૨ મોર–આબાનાફુલ. ૩ ઝાંડ–આંબો. ૪વિશુદ્ધિના શૃંગારનો આત્મા.

૨૧૭૫૭

નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા ;
મોહન મનજીના મન્દિરિયે જ્યોત જગાડતા .
શીળા સ્મિતે સુરભી ઉડતી સૃષ્ટિમાં ,
પ્રાણ પ્રસાદી પીતો પ્રીતમપ્રેમની ;
બ્હેની ! વીર તમારા વિરાટમય વિકાસતા ,
હું હીંચું કરકમલે કંઠી કંથને .
નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા ;
વ્હાલમને વળગી હું ઉડતી વ્યોમમાં ,
વીર તમારા વૈકુંઠના વિમાન જો .
નણદી ! બ્હેની ! વીર તમારા મ્હારા અમર નાથજી;
પ્રભુપથનો એક જગ સંઘ કાઢવા ,
રમતો લાલાજીને હૈયે પ્રાણ જો ;
નણદી ! બ્હેની ! પ્રીતમને અધરે લોલું હું બંસરી ;
ગોચર કરૂં હું પ્રાણ પુરૂષના પ્રેમ જો .
નણદી ! બ્હેની ! કુંકુંમ અક્ષત થાળ ભરી ભેળાં ભળો ;
મંગલ કેલિ આળખિયે ગૃહકુંજમાં ,
અક્ષર સત્‌ચિત્‌ના આનંદ જગાવીએ .
નણદી ! બ્હેની ! શ્વેત જ્યોતિ સંસારે ઝળકાવીએ ;
નણદી ! બ્હેની ! તમ વીરે રોપ્યાં જીવ-જતન જો .
હું તો મ્હારા પીયુ પ્રાણની પ્રકૃતિ ,
બ્હેની ! વીર તમારા વજે ત્યાં અમ વાસ જો .
નણદી ! બ્હેની ! વીર તમારાની જગજ્યોતિ ઝીલવા ;
જાગ્યા મ્હારા પૂર્વ જન્મના કોડ જો .
નણદી ! બ્હેની ! લગ્નગ્રન્થિ લંબાણી અમર તમ વીરશું ;
હું તો તમારા વીરાજીની લીલા જો .
નણદી ! બ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા ;

નણુદી ! વ્હેની ! શિશુમુખડે સ્વામીની વિભૂતિ શું વદું ;
નણુદી ! વ્હેની ! સેવાના મેવા મનજીને મીઠડા .
નેહ ભરી નદી નણદલ વ્હાલાની વીરી ,
વીરપસલીમાં વીર તમારા આપજો ;
શોધી મ્હારા માધવ જેવા, દેવ જો .
નણુદી ! વીર તમારા જેવા પતિને પામજો ;
હીંચો હૈયે ભાતી જેવાં હાસ્ય જો .
નણુદી ! વ્હેની ! વીર તમારા અમીવર્ષા વર્ષાવતા ;
નણુદી ! વ્હેની ! વીર તમારા વૈકુંઠના વીર વિમાન જો .
વિમાન વેરે સ્વર્ગસમૃદ્ધિ સૃષ્ટિમાં ,
સંસાર વહી ઉડે તે ઉન્નત ધામ જો ;
વિશ્વ–સમાજ વધાવે નણુદી ! તમ વીરને ,
મેઘ પુષ્પ[1] સમ વર્ષે દેવનાં દાન જો .
જો ! જો ! વ્હેનાં ! મ્હારી ભરાણી ભરછક નેહે છાતડી ;
જો ! જો ! વ્હેનાં ! જગની ખીલે રમતી હસતી આંખડી .
હું ઘેલી હું ઘેલી કેલિ કંથની ;
નણુદી ! વ્હેની ! વીર તમારા મ્હારા વૈકુંઠનાથ જો.

( मू. दु. वेद. )

---

પદ ગરબી.

આ ભવમાં તરવું દોહ્યલું એ બહેની રે ,
ગુરૂવિણ તરવાની આશા જીવને શેની રે .
આ હું મારૂં કરતાં મરે, એ બહેની રે ,
યમપુરીમાં દુઃખની વાત, કહું શી તેની રે .

---

૧ વર્ષા.

આ સાચાં જુઠાં જગે કરી, એ બ્હેની રે,
દુઃખસુખથી ભરીયાં પેટ, ગતિ શી તેની રે.
આ માતપિતા નવ સેવીયાં, એ બ્હેની રે,
દીધાં પતિને જેણે દુઃખ, ગતિ શી તેની રે.

જેણે સાસૂશ્વશુરને દુભીયાં, એ બ્હેની રે,
જેણે વહુને દીધી પીડ, ગતિ શી તેની રે.
જેણે ઢોંગી ગુરૂને પૂજીયા, એ બ્હેની રે,
જેણે પાપીશું બાંધી પ્રીત, ગતિ શી તેની રે.

જેણે સજ્જનની નિંદા કરી, એ બ્હેની રે,
જેણે દુષ્ટનાં કીધાં વખાણ, ગતિ શી તેની રે.
જેણે દાન દીધાંજ કુપાત્રને, એ બ્હેની રે,
જેણે સાધુને દીધો કલેશ, ગતિ શી તેની રે.

આ ઇશ્વરને નવ ઓળખ્યા, એ બ્હેની રે,
જેણે કીધો પ્રભુનો નિષેધ, ગતિ શી તેની રે.
જે નાસ્તિકનાં સંગી થયાં, એ બ્હેની રે,
જેણે નિંદ્યા ઇષ્ટ ગુરૂદેવ, ગતિ શી તેની રે.

સુખ કોનું દેખી નવ ખમે, એ બ્હેની રે,
વળી દુઃખીને પણ દે તાપ, ગતિ શી તેની રે.
એવાં અનેક પાપ કરી ટળે, એ બ્હેની રે,
કરે ઘોર નરકમાં વાસ, ગતિ એ તેની રે.

માટે સુખને જે જગે ઇચ્છતાં, એ બ્હેની રે,
તેણે ઝાલવી સીધી વાટ, ગતિ શુભ તેની રે.
શ્રીહરિગુરૂને સેવશે, એ બ્હેની રે,
ગણી માતપિતા સમ જેહ, ગતિ શુભ તેની રે.

આ ઇંદ્રિય મનને જીતીને, એ બ્હેની રે,
જેણે ટાળ્યા સઘળા કલેશ, ગતિ શુભ તેની રે.

જે જગ આ હરિસમ ભાળતા, એ બ્હેની રે ,
મનહર પ્રભુ સમ તે થાય, ગતિ શુભ તેની રે .

( नृसिंहाचार्य. )

કંસરાયને કહેવા ઘો કહાના.—એ રાગ.

બ્હેની, રીતિ પ્રીતિની આદરજો, મ્હોટું મન રાખીને આચરજો ;
સુખી સૌ જનને તમે કરજો : બ્હેની૦

દ્વેષી જન દ્વેષ ભલે ધરતા, કલેશી પ્રાણી કલેશમાં છો મરતાં ;
તમે દ્વેષ કલેશ નહીં કરતાં : બ્હેની૦

નથી કાંઇ લેઇ જાવું સાથે, જાવાનું છે સૌને ખાલી હાથે ;
તો પછી કંકાસ શા માટે ? બ્હેની૦

સ્નેહી સાથે ઘડીનું ર્‌હેવાનું, તેમાં શાને લઢવાને વઢવાનું ?
ભલાઇનું લ્યોને કરી લ્હાણું : બ્હેની૦

મ્હોટું મન રાખીને ગમ ખાશો, સુખી સૌને કરીને સુખી થાશો ;
મંત્ર છે સુખનો સાચો : બ્હેની૦

( चन्द्रशंकर मणिशंकर. )

ગરબી.

આવો બ્હેની આજે રમીએ આપણે ,
વર્તન કેરી રીતલડી ગીત શુભ રે ;
વદવું હરવું ફરવું કેવું લોકમાં ,
કરવું ધરવું કારજ કેવે રૂપ રે . ૧

મૃદુ મૃદુ મીઠડાં વેણુ વદેથી શું વળ્યું ?
જો નવ અંતરમાંહિ મીઠાશનું મૂળ રે;
વાંચન લેખન પાઠ પઢે શું પામિએ ?
જો ના નમ્ર સ્વભાવે દિપ્યું નૂર રે . ૨

લટકત મટકત ચાલ હિંડેથી શું થયું ?
સહિ પણ વિનયનું સંઘર્યું ના સુખરૂપ રે ;
સુંદર નૌતમ શણગારો કયમ શોભશે ?
દિવ્ય શિયળપટકુળ ગણ્યું મન ધૂળ રે . ૩

માળા પૂજા કંકુ છાંટે શું મળે ?
કદિ નિજ નાથ ગણ્યો ના શિરપર ભૂપ રે ;
નાહ્યા ધોચે સાબુથી શું ઉઘડયું ?
કદિ ના રાખ્યું અંતર સુઘડ ખૂબ રે . ૪

બુદ્ધિ દીધી ઇશે તે શા અર્થની ?
નાખ્યો શુભ ઉપકારને ઊંડે કૂપ રે ;
ડાહ્યાપણનો દરિયાવ બનેથી શું વળ્યું ?
રસિયા સત્યપે પ્રીતિનું ના પૂર રે . ૫

વિવિધ ભોજન રાંધ્યાં તે કયમ ફાવશે ?
નિરખી ભોજન પાત્ર ચડે જો સૂગ રે ;
નિશદિન ઘરનો ભાર વહ્યા તે વેઠ છે ,
જો નવ ઘરનું યંત્ર છે નિયમિત શુભ રે . ૬

આ જે થોડું ગાયું વધુ તે માનિયે ,
સૌમાં આવે પાર નહિં છે ખૂબ રે;
ઘુંટલડો એક અમૃતનો ઝટ દાખવે ,
શો તેમાંહિ સ્વાદ રમે રૂમઝૂમ રે . ૭

( वसन्त विनोदी. )

---

રાગ કાફી—મહાડ.

અલબેલી રે અંબે માત જોવાને જઇએ.—એ રાગ.

અલબેલી રે શારદ માત, પૂજવાને જઇએ ,
વર વ્હાલી રે વિદ્યા માત, પૂજવાને જઇએ ;

બલિહારી રે શકિતસાર,[૧] પૂજવાને જઇએ.

(આ) પૂજવા જઇએ સુખિયાં થઇએ પ્રેમ–સુધારસ[૨] લઇએ રે;
નવલ બ્રહ્મ લીલામાં નાહિ, કાન્ત સ્વરૂપે થઇએ: પૂજવાને૦ ૧
અંબા ભવાની મોટી માયા, સુંદર છબીલી રાજે[૩] રે;
ગૌરવર્ણીને[૪] શુભ્ર[૫]વસન[૬] છે, સર્વ સ્થળે એ બિરાજે: પૂજવાને૦ ૨
મુખ મલકાતું સુખને આપે, કરૂણા દૃષ્ટે ન્યાળી રે;
બ્રહ્મસુતા[૭] ભગવંત તણી એ, કોમળ હસતી બાળી: પૂજવાને૦ ૩
દુઃખમાં સુખ કરેછે માતા, સુખમાં અદકું સુખ રે;
રોમરોમ આનંદજ વ્યાપે, અનુભવતાં એ મુખ: પૂજવાને૦ ૪
લક્ષ્મીથકી એ શક્તિ મોટી, કોટિ ગુણ ભંડાર રે;
એને તજી લક્ષ્મી સેવે તો, દુઃખનો નાવે પાર: પૂજવાને૦ ૫
અગ્નિ બળતો અમ્બુ[૮] શમાવે, દુઃખ ભડકા તો માત રે;
અક્ષયકીર્તિ માવડી કેરી, વિશ્વ વિષે વિખ્યાત: પૂજવાને૦ ૬
રીતભાત સહુ શાણી શિખવે, શિખવે પ્રીતકટાક્ષ રે;
ભર્તાવશનો મહા મંત્ર મૂકે, તનુ–સેવન–કમલાક્ષ: પૂજવાને૦ ૭
મુજ મન ઇચ્છા આજ વશીયા, બાળક શિખવે કયારે રે;
વહેમ મુકીને રહેમ કરે જન, તેમ થવાનું ત્યારે: પૂજવાને૦ ૮
વાંકી વળી મધુરે મુખ માતા, શિખવે સુન્દર બોલી રે;
વિચિત્ર થઇને બાળક હસતું, બોલે અક્ષર તોળી: પૂજવાને૦ ૯
માતપિતા હિન્દુ આ સમયે, પ્રેમે પુત્રી ભણાવો રે;
ધર્મ અન્ધ બન્ધનને તોડી, શારદ[૯] સાથ લડાવો: પૂજવાને૦ ૧૦
સત્ય સમજતી વનિતા થાશે, ગાશે સહુ ગુણગ્રામ[૧૦] રે;
સર્વ કરમનાં દુઃખડાં જાશે, સુખ–વા[૧૧] વાશે આમ: પૂજવાને૦ ૧૧

---

૧ પરમ શકિત. ૨ પ્રેમરૂપી અમૃતનો રસ. ૩ શોભે. ૪ ગોરા રંગવા ૫ સફેદ. ૬ લુગડાં. ૭ સરસ્વતી. ૮ પાણી. ૯ વિદ્યા. ૧૦ ગુણનો જથ્થો. ૧૧ સુખનો પવન.

છેક છોકરી છકી ગયેલી, થોડું ભણી અભિમાન રે;
તેહ તણો કોઈ સંગ ન કરશો, ગણજો ગયેલી સાન: પૂજવાને૦ ૧૨

જેહની સહુ વિદ્યાને સેવો, જે રૂપ ગુણ ભંડાર રે;
લેખણ પુસ્તક લઈ સિંહાસન, બેઠી બ્રહ્મકુમાર : પૂજવાને૦ ૧૩

(भीमराव भोळानाथ.)

---

અલબેલી રે અંબે માત જોવાને જઈએ.—એ રાગ.

શું સુન્દર ને સુખકાર અમારી પર્ણકુટી,
થઇ રહે સ્વર્ગસંસાર, મલિનતા દૂર[૧] બધી;
મન્દ[૨] વહે જ્યાં ઉજવલ નિર્ઝર[૩] અભ્ર[૪] લઇ ઉત્સંગ[૫] રે,
આયુવર્ધક મીઠો વાયુ સૂર્ય કરેછે સ્વચ્છ, પ્રવેશી[૬] પર્ણકુટી.
શું સુન્દર૦ ૧

શરીર મનને બાળતીં ચિંતા રહે આ વાસથી દૂર રે,
કલેશ સહુ આવેશ[૭] ભર્યાથી, સતત[૮] રહે છે મુક્ત, અમારી પર્ણકુટી.
શું સુંદર૦ ૨

શાન્તિ અનુપમ મળતી અહિંયાં, મન રહે છે સંતુષ્ટ રે,
પ્રેમ વસેછે સહુને અન્તર, દેવ કૃપાથી પૂર,[૯] અમારી પર્ણકુટી.
શું સુન્દર૦ ૩

કપટ અને કો દુર્બુદ્ધિનો, નહિ અહિંયા સત્કાર રે,
પાપતણો નહિ પ્રવેશ કિંચિત્[૧૦], એવી પરમપવિત્ર, અમારી પર્ણકુટી.
શું સુન્દર૦ ૪

સન્માર્ગે જે ચાલે તેને, આ દુનિયા છે સ્વર્ગ રે,
ઐહિકસુખની[૧૧] ગણના[૧૨] થોડી તેને આપે બોધ, અમારી પર્ણકુટી.
શું સુન્દર૦ ૫

(बन्धुसमाज.)

---

૧સરસ્વતી. ૨ધીમેધીમે. ૩ ઝરો. ૪વાદળાંને. ૫ ખોલામાં. ૬દાખલથઇને. ૭ લાગણી. ૮હમેશાં. ૯પૂર્ણ. ૧૦જરા પણ. ૧૧ આદુનિયાનાસુખની. ૧૨ દરકાર.

## ગરબી.

પ્રિય દીપોત્સવીનો દિન આજે આવ્યો ,
ચારૂ સ્નેહ કુસુમનો છોડ મુજ કંઇ ફાલ્યો રે ;
મમ હૃદયમહીં આનંદ જે નવ માયો રે ,
તે અનિલ[1] લઈ નિજ સંગ જગમાં ફરતો રે . ૧

જેમ કૃષ્ણપક્ષની રાત્ર ચંદ્ર વિયોગે રે ,
ગ્રહી શ્યામ વસ્ત્ર નિજ અંગ દિવસો ગાળે રે ;
તેમ શુભ અવસર આ માટ વ્હાલા મ્હારા રે ,
જેમ તેમ મ્હેં ગાળ્યાં વર્ષ ઉપેક્ષી કાયા રે . ૨

આ આછો ભુરો રંગ મુજ સાળુનો રે ,
કંઇ તારા ટપકી સાથ ગગને ધાર્યો રે ;
મીઠી ઘણા દિવસની વાત અમ નવ ખૂટે રે ,
લઈ અંકે રજની કાન્ત મુજ સમ મ્હાલે રે . ૩

નહિ રૂપ અને કંઇ સ્વાદ મુજ મન ખેંચે રે ,
નહિ વસ્ત્ર અને નહિ દ્રવ્ય મુજને વ્હાલું રે ;
પ્રિય ! એ સહુ ક્ષણભંગુર હું તો લેખું રે ,
નહિ આવે સ્નેહની તોલ, જે અણમૂલો રે . ૪

પતિપત્નીનો સંબંધ જે બહુ ગાઢો રે ,
તે સુખદુઃખનો આધાર જગમાં મોટો રે ;
મન ઉન્નતને જો હોય સ્નેહી બન્ને રે ,
તો સુખમય જીવન સાથ પરદુઃખ ટાળે રે . ૫

“ આ પ્રથમ દિવસનો સ્નેહ નિત નિત વાધે રે ,
નિજ સંતતિનો ઉત્કર્ષ સાથે થાયે રે ;
લઇ કુંકુમ અક્ષત ભાલ[2] પ્રભુને પામું રે ,
પ્રિય અનુકુળ થાઉં હુંય ” પ્રેમે ઇચ્છું રે . ૬

(सुबन्धु.)

---

૧ પવન. ૨ કપાળ.

## પદ—દેશી.

પતિને ન પજવશો ક્યારે રે, સાહેલી;
તોજ થાશો સુખી સંસાર રે, સાહેલી.

સુખ વૈભવ શ્રીમંત સરખા, સહુને ક્યાંથી મળશે;
પણ લોભને વશ થઇ લઢવાથી તો,
સુખ જે હશે તે ટળશે રે, સાહેલી: પતિને૦ ૧

ઉપરી શેઠની સેવા કરીને, સાંઝે ઘરમાં આવે;
ભાન વિનાની ભામિનીઓ તે,
બોલે જેમ મન ફાવે રે, સાહેલી. પતિને૦ ૨

વસ્ત્રાભૂષણ વરથી વ્હાલાં, વનિતા કેમ વિચારો;
એવાં તુચ્છ સુખો માટે શું,
મૂકો ધર્મ તમારો રે, સાહેલી: પતિને૦ ૩

ઉપજ ખર્ચ વિચાર ન કાંઇ, દોરે તેમ દોરવાયે;
લાંબા સંગે જઈ ટુંકો જયમ,
પાછળથી પસ્તાયે રે, સાહેલી: પતિને૦ ૪

પતિ પરમેશ્વર પતિ પ્રાણેશ્વર, પલ પણ કેમ રે'વાયે;
તેમ છતાં સંતાપતાં, સલુણી,
શરમ અંતરમાં, ના'વે રે સાહેલી: પતિને૦ ૫

એવાં આચરણો અબળાને, યોગ્ય કહો કોણ કેશે;
નિંદા પાત્ર નઠારી ઠરાવી,
આગળ વધવા ન દેશે રે, સાહેલી: પતિને૦ ૬

સ્ત્રી અર્ધાંગી સ્ત્રી સૌભાગી, સ્ત્રી લક્ષ્મી સ્ત્રી દેવી;
એવી ઉપમા ખોઇને ખાલી,
નીચી પદ્ધિ કાં લેવી રે, સાહેલી: પતિને૦ ૭

પ્રાચીન પૂર્વ તણી પ્રમદા સમ, છાપ તમારી પાડો;
ઘર સંસાર સંતાપ નિવારી,
ઉદ્યમે ચિત્ત લગાડો રે, સાહેલી: પતિને૦ ૮

આગળની અબળાઓ જેવા, સુંદરી સદ્દગુણ લેશો ;
આ લોકે સુખ પામિ અનુપમ,
અંતે પ્રભુપદ રેંશો રે, સાહેલી : પતિને૦ ૧૦

સાચો સેવાધર્મ વિચારી, ચતુરા ચૂક ન કરશો ;
ડરિ ડરિને ડગલાં ભરશો તો,
કાનકંથ ચિત્ત હરશો રે, સાહેલી : પતિને૦ ૧૧

---

## હોરિ.

શીખ્યું સર્વ વૃથા વહિ જાય ;
સાથે સદ્દગુણ જો ન સધાય : શીખ્યું૦

વાંચન લેખન અક્ષર સારા, ભલિ ભૂગોળ ભણાય ;
ચિત્ર વિચિત્ર ભરાય ભભકથી, હેતે હિસાબ ગણાય ;
ગણ્યાં ગીત સારાં ગવાય : શીખ્યું૦

વાંચ્યા વળી ઈતિહાસ હજારો, નામ છચોક છપાય ;
સુંદર રૂપ અને વય સારૂં, તેમજ સરસ સહાય ;
એથી ફળ શું શુભ થાય. શીખ્યું૦

કેશવ ભણતરનું ફળ સદ્દગુણ, તે નહિ જો સમજાય ;
તો સઘળું ધૂળ ઉપર લીંપણ, જેવું જરૂર જણાય ;
હીરો હાથમાંથી હણાય : શીખ્યું૦

---

થિર ઠરિને કોઇ આ ઠામ, રે નહિ રહેવાનું.—એ રાગ.

શું કરશો સારૂં બ્હેન, કોરી કેળવણી ;
સદ્દગુણની નહિ જો હોય, સાથે મેળવણી : કોરી૦

વાંચન વિવિધ જાતનું શીખ્યાં, લખતાં શીખ્યાં બેશ રે ;
ઇતિહાસોમાં ચૂક ન એકે, ચિત્ર વિચિત્ર વિશેષ : કોરી૦

ગીતો સુંદર ગાતાં શીખ્યાં, ભૂગોળ ભણ્યાં ભાવે રે ;
સારી વાકયજોડણી કરતાં, ચૂક ન એકે આવે : કોરી૦

મોતીના દાણા સરખા પણ, શીખ્યાં અક્ષર સારા રે ;
ભૂત ભરમની વાતો ભૂલ્યાં, જાણ્યા જુગતે ધારા : કોરી૦

કદી રાંધતાં જમતાં શીખ્યાં, શીખ્યાં કદિ પીરસવા રે ;
સરખે સરખી સખિયો સાથે, શીખ્યાં સુંદર હસવા : કોરી૦

પાંખાં પટકુળ પેરી અંગે, ઘણાં ઘરેણાં ઘાલી રે ;
દેશદેશની વાતો કરતાં, શીખ્યાં પાડી તાળી : કોરી૦

દેશ કાળને સમજી સઘળી, લાજ લગામ વિસારી રે ;
શીખ્યાં કરવાં સિદ્ધ વાત પણ મનગમતી તે સારી : કોરી૦

ભરી સભામાં સન્મુખ ઉભી, શીખ્યાં ભાષણ કરતાં રે ;
તેવતેવડાં સાથે લઇને, સુખમાં શીખ્યાં ફરતાં : કોરી૦

ગંજીફા ચોપાટ કાંકરી, એવી રમત અનેક રે ;
રાત દિવસ રમેવાને રાગે, અજાણ હોય ન એક : કોરી૦

નાચ તમાસા ખાસા ખેલો, જોતાં ભાંડ ભવાઇ રે ;
ચતુર થયાં પણ સગાંસાહિત્રી, વિસરી ગયાં સગાઇ : કોરી૦

ખાટ પલંગ ખુરશિયે બેઠાં, મોજમજા બહુ માણી રે ;
દીન જનોને દુઃખિયાં દેખી, દયા ન મનમાં આણી : કોરી૦

સારૂં સારૂં ખાતાં લેતાં, શીખ્યાં સહુથી સારૂં રે ;
સુજનપણું જાવાનું જાણે, વાગે આજ નગારૂં : કોરી૦

વિવેકીઓને વૃદ્ધજનોને, વિવેકીઓ પણ માને રે ;
તપાવવા તેને પણ શીખ્યાં, ઉદ્ધતાઇ અપમાને : કોરી૦

લાંબી લાજ કાઢતાં શીખ્યાં, અથવા મેલી દેતાં રે ;
કડવાં વેણ હાસ્યથી હરખી, શીખ્યાં સહુને કહેતાં : કોરી૦

હક સ્વામીના સરખો લેતાં, દેતાં સહુને ઠારો રે ;
સ્વતંત્રતાનો સ્વાદ ચાખતાં, શીખ્યાં કેવો સારો : કોરી૦

ભળે વિનય વિદ્યાથી એવાં, વચન વિવેકી કે'છે રે ;
એ વચનોને ભણે ગણે છે, તેમ છતાં લજવેછે : કોરી૦
ભણી ગણીને જે કરવાનું, તે તો રે'છે અળગું રે ;
નહિ શીખ્યાનું તે શીખે છે, એવું સંકટ વળગું : કોરી૦
સાર ભણીને જે લેવાનો, તે તો રે'છે દૂર રે ;
દેશ સુધારક નરનું તેથી, જાય ઉતરી શૂર : કોરી૦
કેળવણીનો અર્થ ન સમજે, આજકાલના લોકો રે ;
તેથી પાછળથી પસ્તાઇ, પછી મેલશે પોકો : કોરી૦
બાળ યુવા વૃદ્ધાવસ્થાને, સફળ કરે જો બ્હેનો રે ;
તો આ વિશ્વવિષે લીધેલો, સફળ જન્મ છે તેનો : કોરી૦
સુખ થાવા સર્વે સજનીને, વાક્ય વિચારી કહું છું રે ;
સમજી લેજો સાર સર્વનો, આશિષ એવી દઉં છું રે : કોરી૦

(केशवकृति.)

---

પદ.

સખી નીતિ મરજાદમાં રહીએ ;
ટળશે સરવ દુખ, મળશે સરસ સુખ : સખી૦
લોભ તજી સંતોષે રહેવું, ચલાવવું ઘર નિયમે રે ;
સ્વજન સાથ સુવિવેક રાખી, ગુણથી વહાલી થઇએ : સખી૦
પરજન કેરા સ્નેહ મોહમાં, ચિત્ત ચલિત નવ કરીએ રે ;
ધરી ધીરજ ને સત્ય પાળતાં, નિજ કામે તન દઇએ : સખી૦
ભક્તિ હરિની ભીડને ભાંજે, ઇચ્છિત અર્થને આપે રે ;
નારાયણ તો વસુ નીતિયે, નર્મદ સાચું લહીએ : સખી૦

---

### અલબેલી રે અંબે માત જોવાને જઈએ.—એ રાગ.

આવો, આવો ને સાહેલી! આજ આનન્દે રમીએ,
લાવો, લાવો બ્હેની! પ્રીતિ સુખસાજ,[1] ઉછરંગે ભમીએ;
રમીએ ને ભમીએ નન્દન વન આ વાડી જ્યાં ગુર્જરી ખીલી રે;
ઝહે અમીઝરણાં સંગીત ધરણાં, લચી રહી પુલવનવેલી: આનન્દે૦
પ્રીતિનીતિના ગૃહકુંજોમાં, કોયલ બુલબુલ ગાય રે;
મીઠડા સુણી સુણી ટૂહુરવ, ઉરરવ[2] ભરિયું વિલીન[3] મન થાય: આનન્દે૦
ભક્તિવીણા કર ધરીને, કવિવર સંત કવે કલ્લોલ રે;
પ્રિય પતિના પ્રીતિભર સ્વર જ્યાં, જીવન કરે રસલોલ: આનન્દે૦
ગગન ગજવતી, ગાન વિમાને, પતિવ્રત વેણું વાય રે;
એ લલકારની લલના હૃદયે પ્રણયશી મૂર્તિ સુહાય: આનન્દે૦
પતિપત્નીનાં આત્મયુગલની ગુંથી રૂડી ફુલમાળ રે;
પ્રભુપદ ધરીએ, ગાતાં ફરીએ, ગુર્જરી ગુણ સહુ બાળ: આનન્દે૦

સુમન્ત.

---

### રાગ કાફી ધનાશ્રી.

ગરબે રમવાને ગોરી નીસરી રે લોલ,
તેજ કોટિ ચંદ્રનો પ્રકાશ, માસ પૂર્ણમે રે લોલ,
તાળી દેતાં વાગે રૂમઝુમ ઝુમખાં રે લોલ; ટેક.
દિપતે કપાળ મોતી સેરડી[4] રે લોલ,
કંકુચંદ્ર[5] શોભતો રસાળ કાળી ભમ્મરે રે લોલ:
તાળિ દેતાં૦ ૧
ચક્ષુચંચળા તે ચાલી ચિત્તથી રે લોલ,
વદન નમ્ર માંહિ કુંળા ગાલ, બાલ શોભતી રે લોલ:
તાળી દેતાં૦ ૨

---

૧ સુખનાં સાધનો. ૨ હૃદયના સુર. ૩ મગ્ન. ૪ સેર. ૫ કંકુનો ચાંદલો.

કર્ણમાંહિ વાળી વળી વાંકડી રે લોલ,
અધર[1] તેમ કોટિ અમૃતખાણુ, મધુર મુખથી રે લોલ,
તાળી દેતાં૦ ૩

હોંસથી હલાવિ હસ્ત વેલડી રે લોલ,
ચાલતી તું હંસતણી ચાલ, પાગ શોભતા રે લોલ:
તાળી દેત ૪

મોતી હીરાજ ગળુબંધમાં રે લોલ,
તેજમાં તરેહવાર સેર પડે ચંદની રે લોલ:
તાળી દેતાં૦ ૫

એમ ઠાઠમાઠ કરી સુંદરી રે લોલ,
કાળી બિંદિ કામ[2] કેરૂં ચાપ,[3] અતિ ઓપતું રે લોલ:
તાળી દેતાં૦ ૬

(भीमराव भोलानाथ).

---

## કાફી.

વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ!
મંદિરે પવિત્ર વસે પ્રેમ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.
રજની વધાવે રૂડા ચંદ્રને રે લોલ,
વ્હાલાને વધાવું હુંય તેમ જો; વ્હાલા! પધારો૦

મંદિરે વગાડો સ્નેહઘંટડી રે લોલ,
ઘંટડીની તાને રાખું ધ્યાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.
ચાલો પૂજીએ પ્રેમદેવને રે લોલ,
એક બની ગાશું રે, ઉરગાન જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

---

૧ હોઠ, ૨ પ્રેમ. ૩ બાણ.

આંસુડાં ઉભરાય મ્હારે અંતરે રે લોલ,
વ્હાલા! વિના તે ઝીલે કોણ જો;
વ્હાલા! પધારો મ્હાલા મંદિરે રે લોલ.

કુસુમકળી વેરાય ઉરની રે લોલ,
વ્હાલા વિના રે ખીલે કોણ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

મંદિરે ચઢાવો અમર પુલડાં રે લોલ,
ઉરમાં ભરીશ હું સુવાસ જો;
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

આવો, ભૂલીને જગવાતડી રે લોલ,
હસિયે તે સ્નેહ તણું હાસ જો!
વ્હાલા! પધારો મ્હારે મંદિરે રે લોલ.

(अरदेसर फ. खबरदार.)

"જુગટું રમતાં નળરાય હ૦" એ ગરબીના સાખીના ભાગની પેઠે ગવાય છે.

---

## કાફી.

વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ,
પ્રાણના પ્રકાશ છે પ્રફુલ્લ જો;
વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આશાનો જડેલ મ્હારો માંડવો રે લોલ,
ગુંથી સૌભાગ્ય કેરી વેલ્ય જો;
વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

આવો પીયૂષ પાઉં ઉરનાં રે લોલ,
નેત્રમાંહિ આંજું રૂડાં તેજ જો;
વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રેમનું ઘડાવું રૂડું પારણું રે લોલ,
શોભાના બંધાવું હું હિંદોળ જો;
વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

પ્રભુની કરૂણા કળા શાં આવજો રે લોલ,
હસજો કંઇ બાળ! ઊંડા હાસ જો;
વ્હાલાં! વિરાજો મ્હારા પ્રાણમાં રે લોલ.

(न्हानालाल दलपतराम.)

---

## કંકુ છાંટી કંકોતરી મોકલી.—એ રાગ.

સ્ત્રીને ઘરેણાંગાંઠાં ઘણાં ગમે, ચિત્ત ચોટયું એમાં દિનરાત;
ગમે એજ વાત,— શોભા તે શા કામની.

શેઠલોકના ઠાઠમાં મોહિને, કરે કંઈક મોટા ઉત્પાત;
લડે માત તાત,— શોભા તે શા કામની.

કદી કંથ કંકાસે કંટાળીને, કરે કરજ જો વગર વિચાર;
થશે દુઃખ ભાર,— શોભા તે શા કામની.

કદી કામની કરજ છાનું કરે, પણ તે ન છાનું રહેનાર;
પડે પછી માર,— શોભા તે શા કામની.

પાડે છુંદણાં ત્રાજવાં શોભવા, રંગે દાંતને થાએ રોગ;
કેવો એ પ્રયોગ,— શોભા તે શા કામની.

દેખાદેખી કરે દુઃખ ઉપજે, વખતે પ્રાણનો થાય વિયોગ;
લાગે એવા ભોગ,— શોભા તે શા કામની;

પતિ પરવશતાપીડ ભોગવે, નાસે વાસ કરીને વિદેશ;
ખમે મહા કલેશ,— શોભા તે શા કામની.

ધંધા ઉદ્યોગ જરની જરૂર છે, તેનું જુવતીને ભાન ન લેશ,
સજે શુભ વેશ,— શોભા તે શા કામની.

ઘણી ઘાત ઘરેણુંથી થાય છે, લુચ્ચા લોકનું મન લલચાય;
પ્રસંગે લુંટાય,— શોભા તે શા કામની.

દિધું ઇશ્વરે દ્રવ્ય કૃપા કરી, છતાં પુણ્યમાં નવ વપરાય;
અનર્થ જ થાય,— શોભા તે શા કામની.

સતીનું સાચું આભૂષણ શીળ છે, તે કુળશીળ નવ જળવાય;
અન્યાય કરાય,— શોભા તે શા કામની.

જેથી તન મનને દુઃખ ઉપજે, ભરથારનું દિલ દુભાય;
સહાય ન થાય,— શોભા તે શા કામની.

કદી કષ્ટ કાપે નહિ ઇષ્ટનું, દુષ્ટ લાલચે ધ્યાન જાય;
વૃથા વગોવાય,— શોભા તે શા કામની.

સ્ત્રીથી સાચી શોભા સૌભાગ્ય છે, કાંત જાળવશે જગરાય.
જીભે જશ ગાય,— શોભા તે શા કામની.

---

## ધોળ.

રામ લક્ષ્મણ વનમાં સીધાવતાં, સતી સીતાને આવતાં સાથ;
કહે રઘુનાથ, પધારો પીયર ભણી.

નહીં તો અહીં રહો સસરાના રાજ્યમાં, હેતે હળીમળી સાસુસંગાથ;
નહીં તો જોડી હાથ.—પધારો૦

અમે વસ્તીમાં નહીં વસીએ વનિતા, અમે કરશું જઇ વનવાસ;
તમે પામો ત્રાસ,—પધારો૦

સાથે રથ કે ઘોડું નહીં રાખીએ, નહીં રાખીએ દાસી કે દાસ;
કોઇ અમ પાસ,—પધારો૦

તમે કોસનો પંથ કીધો નથી, ચરણે ચાલવાથી પામો થાક;
લીટી ખેંચો નાક,—પધારો૦

અમે વનફળ ખાઇ ખુશીમાં રહેશું, કોઈ દિવસે તો કેવળ શાક;
વિના લુણ પાક,—પધારો૦

વનમાં નથી મંદિર નથી માળીઆં, નથી પોઢવા કાજ પલંગ ;
રંગિત નવ રંગ ,—પધારો૦
કરશું ઘાસ કે પાનની ઝુંપડી, સુવા સાથરો તે ખુંચે અંગ ;
એમાં શો ઉમંગ ,—પધારો૦
વનમાં હીરનાં ચીર તો નહીં મળે, વનમાં નહીં મળે ફરતાં ફૂલેલ ;
કે તેલ ધૂપેલ , —પધારો૦
વનમાં નહીં મળે શાણી સાહેલીઓ, કરશો કે સંગે ખાંતથી ખેલ ;
ઉમંગ ભરેલ ,—પધારો૦
ઉષ્ણ કાળે વાશે ઉના વાયરા, એવું દેખી ને થાશો ઉદાસ ;
જ્યારે જેઠ માસ ,—પધારો૦
વરસે મેઘ ને ઝબકશે વીજળી, તેવે ટાણે તો તરૂતળે વાસ ;
નહી છત્ર પાસ ,—પધારો૦
વનમાં ઘાતકી રહે છે રાક્ષસ ઘણા, ચારે તરફ ફરે બહુ ચોર ;
જેનું ઘણું જોર ,—પધારો૦
વનમાં વાઘ વરૂ ને વાંદર જેવા, ઘણા વિચરે જનાવર ઘોર ;
બચે નહિ ઢોર ,—પધારો૦
મોટા પર્વત દેખીને માનની, તમે નજરે જોયા નહિ જાય ;
દીઠે ખાવા ધાય ,—પધારો૦
તમે રાજકન્યા કાયા કોમળી, વનવાસનાં દુઃખ ન વેઠાય ;
કાયા કરમાય ,—પધારો૦
ઘરમાં અંધારૂં દેખી ડરો ઘણાં, નથી નિસર્યાં કદી ઘરબાર ;
છો નાજુક નાર ,—પધારો૦
તમે છોટી ઉમર વર્ષ સોળનાં, નથી સંકટ વેઠયાં લગાર ;
તમે કોઇ વાર ,—પધારો૦
પરણી આવીને પીયર ગયાં નથી, તમને મળવાને ઈચ્છે છે માય ;
ચોપે ચિત્ત ન્હાય ,—પધારો૦

રાજા જનકજી તમને ઝંખે ઘણું, તેના સંદેશા આવે સદાય ;
તેડાં પાછાં જાય ,—પધારો૦

ભાતભાતનાં ભોજન ભાવતાં, તમને મોકલશે મહીપાળ ;
પુરાવીને થાળ ,—પધારો૦

અમે અવધે ફરી જ્યારે આવશું, લેશું સ્નેહથી તમારી સંભાળ ;
ત્યારે તત્કાળ,—પધારો૦

રૂડી મિથિલાપુરી મનમાનતી, તેમાં પામશો પરમ વિરામ ;
છે બાપનું ગામ ,—પધારો૦

ગોરી તમને ગમે તેમ હું કરૂં, એમ દલપતરામના શ્યામ ;
કહે રાજારામ ,—પધારો૦

## ' સતી સીતાનો ઉત્તર. '

### રાગ ધોળ.

એવું સાંભળીને સીતાજી કહે, સુણો સુંદર શ્યામ સુજાણ ;
પ્યારા મારા પ્રાણ,—સાથે રાખો સ્નેહથી.

જુદાં પડવાની વાત વ્હાલા કહો, તે તો બોલ લાગે તીખા બાણ
રઘુકુળ ભાણ,—સાથે૦

સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં, તમથી વેગળી તે પરદેશ ;
હું જાણું હંમેશ.—સાથે૦

તમે જોગીના વેશ જો ધારશો, તો હું જોગણને ધરૂં વેશ ;
જટા કરૂં કેશ,—સાથે૦

સ્વામી તમે રે સુખી તો સુખ માહરે, તમે દુઃખમાં તો દુઃખ
મારે દેહ ;
એમાં શો સંદેહ,—સાથે૦

કોઇ પરણ્યા પછી રહે પીયરમાં, અવતાર બળ્યો ધિક એહ ;
મુઆ જેવી તેહ,—સાથે૦

સ્વામી તમ વિના મંદિરને માળિયાં,ભાસે પર્વત મોટા સમાન ;
વસ્તી તો વેરાન ,--સાથે૦
મહાવનમાં ભરી વસ્તી ભાસશે, જ્યારે પામીશ દર્શન દાન ;
કૃપાના નિધાન ,—સાથે૦
સાસુ સસરોને માત પિતા સહુ, ભલે જીવો કરો રૂડાં રાજ ;
મને મહારાજ ,—સાથે ૦
સ્વામી શું કરૂં ભાઇ ભોજાઇને, સ્વામી શું કરૂં સૈયર સમાજ ;
કેનું નથી કાજ—સાથે૦
સાચું સગપણ જગમાં સ્વામીતણું, બીજો સ્વાર્થી સઘળો સંસાર ;
કુટુંબ પરિવાર ,—સાથે૦
મારાં લાડ પાલણ તમે લાલજી, બીજો નથી આંસુનો લોનાર ;
કે એકે આધાર ,—સાથે૦
કાયા પ્રાણથકી જો જુદી રહે, તો હું તમથી જુદી પડી છેક ;
જીવું તજી ટેક ,—સાથે૦
જો કોઇ જળથી જુદી પાડી માછલી, રાખે દુધમાં કરી વિવેક ;
જીવે પળ એક ,—સાથે૦
તમે સુખના સાગર રહો વેગળા, પછી શું કરૂં રાજને પાઠ ;
હવેલીના ઠાઠ ,—સાથે૦
મને હીરનાં ચીર ગમે નહીં, મને ન ગમે ઘરેણાંના ઘાટ ;
મટાડો ઉચાટ ,—સાથે૦
હું તો તમને દીઠે થાઉં દેખતી, અણદિઠે તો આંધળી ભીંત ;
જન્મની એ રીત ,—સાથે૦
મેં તો સ્નેહ તોડયો સર્વ લોકથી, બાંધી તમ સંગે પૂરણ પ્રીત ;
ચોરાયું છે ચિત્ત ,—સાથે૦
જમવું જીવન તમથી જુદાં પડી, હોય વિધવિધનાં પકવાન ;
તે વિખનાં નિશાન ,—સાથે૦

કરીએ ભોજન તમ સંગે ભાવથી, હોય કેવળ શાક કે પાન ;
તે મેવા સમાન,—સાથે૦

પડશે તડકા તાપ વૈશાખના, તે તો જાણીશ ચંદ્રપ્રકાશ ;
રહી તમ પાસ,—સાથે૦

મુજને મેલી જો પંથ પધારશો, આવી મળવાની ધરશો ન આશ ;
નિશ્ચે પામું નાશ,—સાથે૦

કરતી વાત ઢળી પડી ધરણીએ, નારી જાનકી થૈને નિરાશ ;
કહે લેતી શ્વાસ,—સાથે૦

દયા કરી દેવ દલપતરામને, સખી સીતાને દેખી ઉદાસ ;
જતાં વનવાસ, સાથે રાખ્યાં સ્નેહથી .

---

## ગરબી. ગોવાળીયાની ચાલ.

ભણી નારતણી શોભા, ક્હેનો કહી નવ જાય . ટેક.

ભણ્યો પરાક્રમી સદ્ગુણી રંગી, જોઈને અર્પે પ્રાણ ;
પિયૂતણું માન રાખી વધારે, પામે પોતે પણ માન . ભણી૦ ૧

ઉમળકાથી તે પેખે પિયૂને, આજ્ઞામાં રહે નિત ;
પુછી સ્હલામાં[1] જુક્તિ બતાવે, મંત્રી ચતુરની રીત . ભણી૦ ૨

નીચાં ઘરની નિર્લજ નારી, તેવા વળી નર જેહ ;
તેવાની સંગત છાંડે ધિક્કારી, છેટે સદા તે રેહ . ભણી૦ ૩

હીણિ સ્થિતિમાં ઉછરેલાંને , બોધીને કરતી હિત ;
કાદવમાં પણ નિર્મળ સ્હોચે, કમળ સરીખું ચિત્ત . ભણી૦ ૪

પરજનશું વિચારીને બોલે, લજ્જામાં રહીને જોગ ;
ઊંચા ઘરનું તોલજ રાખે, સદા વખાણે લોક . ભણી૦ ૫

---

૧ સલાહ.

વધી વદે નહી મૂરખી પેરે, રોષ ન કહાડે બ્હાર ;
ફટાણાંની તો વાત શી જાણે, લાજ જેનો શણગાર. ભણી૦ ૬
લોકની લાજે ને ધાકે નહિ પણ, વિવેકે કરતી કામ ;
પ્રેમ ને નેમ ને સત્યની બુદ્ધિ, એથી યશસ્વી નામ. ભણી૦ ૭
સગાં સંબંધી જન જોડે પણ, મર્યાદપણુથી વાત ;
લંપટ છળમાં નવ લપટાએ, પાકી તે સુઘડ જાત. ભણી૦ ૮
જ્યારે ત્યારે નવ ફરતી ફરે, પણ ઠરી બુદ્ધિએ સ્હોય ;
ઘરનું કામ અટોપી કરીને, નવું વિચારી જોય. ભણી૦ ૯
બાળક ઉપર લક્ષજ રાખે, વાતમાં આપે શીખ ;
વાંચે લખે ગણે શીવે ભરે ને, ચીતરે સહુનાં ચિત્ત. ભણી૦ ૧૦
ઘરનાં વડિલોશું હળિમળિ ચાલે, રાખે સખીશું હેત ;
ઠાવકી રહીને વિનોદ કરે પણ, દાંત ન કહાડે છેક. ભણી૦ ૧૧
ઘરની ને વરની હૈયાંમાંની, કદી ન આણે ઓઠ ;
ભૂત પિતર ને સાધન મંત્રની, સાચી ન માને ગોઠ. ભણી૦ ૧૨
ખંધાઇ જાણે રહે બહુ સાવધ, પોતે ન બંધી થાય ;
પ્રેમ દયા ને ઉદારતાથી, સંતોષે સોહાય. ભણી૦ ૧૩
સુંદર રૂપમાં સુંદર ગુણો, મળ્યા વિદ્યાએ જ્યાંહ ;
સુંદરતાની પસરતી સુગંધી, કસ્તુરી તે શી ત્યાંહ. ભણી૦ ૧૪
સૂરજ પેરે તિમિર[૧]ને કહાડે, બાળે કુવડના ઢંગ ;
ચંદ્રપેરે આનંદ દે નર્મદ, નારી સુઘડના રંગ. ભણી૦ ૧૫

## પ્રભાતિયું.

સાચું એક બ્રહ્મ નામ, અવર સહુ કાચું ;
ગુણ ગાવા ભક્તિ સજી, નિરલે થઈ નાચું. સાચું૦ ૧

---

૧ અંધકાર.

કોઇ કોઇનું નથીજ, શાનું સગું સાચું ;
અટપટિ ખટપટ્ટ દેખિ, કેમ કરી રાચું . સાચું૦ ૨
ઠામઠામ છે બિગાડ, વિષયીરસ કાલુ[૧] ;
જૂઠાણું કપટ્ટ ભાળિ, કેમ મનડું વાળું . સાચું૦ ૩
એક લપેટ શેઠ લોક, ભરે નિજ ડાચું ;
દીન હીન પાળ પ્રભુ, એટલું હું જાચું . સાચું૦ ૪
ઘટે ઘટે માયા મચી, કીયે ખુણે લાધું[૨],
નિત્ય સાર દેખું હું જો, સેવું સંત સાધુ. સાચું૦ ૫
ધ્રુજી મીરાં તુક કબીર, રોહિદાસ દાદુ ;
પ્રભુલીલા દયા ગાય, નૃસિંહ પ્રલ્હાદુ . સાચું૦ ૬
કરે દયાળજી તો, ભક્તિબીજ પામું ;
સીધ પંથે વેહેલ વળું, મુક્તિધામ સામુ . સાચું૦ ૭
જીવવું છે ચાર દિન, પાપ નહીં બાંધું ;
બ્રહ્મનીતિ જીવપ્રીતિ, પ્રેમે સિવિ સાંધું . સાચું૦ ૮

( नर्मकविता. )

---

## પતિવિયોગ.

### રાગ માઢની ચાલ, તાલ દીપચંદી.

મારા મસ્તકના નાથ , મેલી જાઓ માં મને ,
હું માગું જોડી હાથ, મેલી જાઓ માં મને ;
સંચરૂ સ્વામી સાથ, મેલી જાઓ માં મને .
માતતાતનું શું વિચાર્યું, શો તેનો આધાર ;
હાય હાય હું હણાણી, હૈયાના હે હાર .
મેલી જાઓ માં મને૦

---

૧ દરિયાને કાંઠે હોય છે તે. ૨ હુ 'વ્હાણુને માયાના ઉંડા દરિયામાં કહાં લાધું' કીયે ઠેકાણે જઇ મનમાં ઠરૂં?

મારા રસિકના મોર, મેલી જાઓ માં મને ,
કેમ થાઓ આમ કઠોર, મેલી જાઓ માં મને ;
હું અબળાનું શું જોર, મેલી જાઓ માં મને .

પુત્ર વિના માત પિતાને, પીડા પ્રાણ અપાર ;
પત્નીને પતિને વિયોગે, આ સંસાર અસાર .
મેલી જાઓ માં મને૦

મારી શોભાના શણગાર, મેલી જાઓ માં મને ,
હોય હું માં દોષ અપાર, મેલી જાઓ માં મને ;
ભૂલી રાખો મારો ભાર, મેલી જાઓ માં મને .

દેવગુરૂ ને બ્રાહ્મણોની, સેવાના કરનાર ;
વિદ્યા વિનય વિવેક વિગેરે, ગુણગણના ભંડાર .
મેલી જાઓ માં મને૦

કહી દીધી લાંબી વાટ, મેલી જાઓ માં મને,
ફાટે છે હૃદયકપાટ, મેલી જાઓ માં મને ;
ટાળો આવી ઉચાટ, મેલી જાઓ માં મને .

કેતાતા કે તું છે મારૂં, હૃદય પ્રિયા છે એક;
ચતુર શિરોમણિ એ વચનોનો, વિસર્યા કેમ વિવેક .
મેલી જાઓ માં મને૦

દીઠો શો એવો દોષ, મેલી જાઓ માં મને ,
આપો આવી સંતોષ, મેલી જાઓ માં મને ;
શોભે ન શાણા રોષ, મેલી જાઓ માં મને .

આ સંસાર અસારથી, શું આવ્યો આજ વિરાગ ;
દાખવવા દુષ્ટતા શું, દૈવે લીધો ભાગ .
મેલી જાઓ માં મને૦

આવો અલબેલા આપ, મેલી જાઓ માં મને ;
ક્યાં મેલ્યાં તેજપ્રતાપ, મેલી જાઓ માં મને .

ધારો ધનુષને આપ, મેલી જાઓ માં મને.
પ્રાણુ જો રીસાણુા હો તો, હે વાલાના વીર ;
હાડ ચામથકી મઢેલું, શા કામનું શરીર.
મેલી જાઓ માં મને૦

કરી કાન્ત કોલકરાર, મેલી જાઓ માં મને,
હવે હું છું હા તૈયાર, મેલી જાઓ માં મને ;
હાલું છું હારોહાર, મેલી જાઓ માં મને.

( सावित्री नाटक. )

## સાતવાર.

### રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે.—એ રાગ.

સખી સાત વારના નામ સંભારો રે, વાતે સુખમાં તે સર્વથી સારો. ટેક.

રવિવાર સૌ રૂડો ગણે છે રે, ભાવે પ્રભુની પ્રાર્થના ભણે છે રે ;
પ્રભુ રીઝે તો પાપ હણે છે : સખી૦ ૧

સોમવારે તો સમજણ લઇએ રે, ભલું ભલું ભણતર ભણવાને જઇએ રે ;
વાંચી અર્થ વિચારી લઇએ : સખી૦ ૨

વાર મંગળ મંગળકારી રે, ન ભણે તે નાનકડી નઠારી રે ;
બહુ વ્હેમમાં બૂડે બિચારી : સખી૦ ૩

બુધવારે તો બુદ્ધિ મળેછે રે, ભણવાથી તો ભ્રમણા ટળે છે રે ;
બુદ્ધિ વગરનાં દેખી બળે છે : સખી૦ ૪

ગુરૂવારે ગુરૂ જ્ઞાન આપે રે, સર્વ મનતણા સંશય કાપે રે ;
જ્ઞાન પામી એ ગુરૂને પ્રતાપે : સખી૦ ૫

શુક્રવારે શીખો સત્ય વાણી રે, જૂઠુ કદિએ ન બોલીએ જાણી રે ;
જૂઠું બોલે તો તે પાપી પ્રાણી : સખી૦ ૬

શનીવારે શરીર શોભાવો રે, શીખી સદ્‌ગુણ લાયકી લાવો રે ;
રૂડો અવસર આવ્યો છે આવો : સખી૦ ૭

સાતે વાર કહ્યા છે તે સારા રે, નથી તેમાં તો કોઇ નઠારા રે;
જશે નરકે નિંદા કરનારા : સખી૦ ૮

શિખામણ દીધી સમજુને કામે રે, સ્થિર થઇને સુણો શુભ ઠામે રે;
દીધી દિલ થકી દલપતરામે : સખી૦ ૯

તમે રે નંદજી ગોકુળ સંચરો રે.—એ રાગ.

અબળા અરજ ઉરે ધરજો તમે રે,
રે'જો કંથતણાં થઇ દાસ જો;
પિયર પનોતાં નહિ થાવું કદી રે,
જો હોય અગણિત સુખની આશ જો : અ૦ ૧

સોમે શાંત હૃદય રાખી રહી રે,
તજવા તનમનના સહુ તાપ જો;
દેહે દુર્ગુણ મેલ બધો હરી રે,
લેજો સુખસંપત સહુ આપ જો : અ૦ ૨

ભોમે ભાવ ધરી પતિપદ ભજો રે,
એથી ટળશે સહુનાં દુઃખ જો;
લેશો લાભ અનેક સદાયના રે,
ભવની ભાગી જાશે ભુખ જો : અ૦ ૩

બુધે બાળપણું તજીએ બધું રે,
થઇએ પીઢ પરમ ગુણવાન જો;
કારણ ટેવ પડી ટળતી નથી રે,
બારે બુદ્ધિ સોળમે સાન જો : અ૦ ૪

ગુરૂએ ગુરૂજનની સેવા કરો રે,
હરવા ભવસાગરની ભીડ જો;
અનુભવ હૃદય વિષે કરીએ બધો રે,
નિરખી નયન વડે પરપીડ જો : અ૦ ૫

કવિએ કાર્ય કરો ઉત્તમ તમે રે,
જેથી યશ જનમાંહી ગવાય જો;
કરીએ પ્રાણપતિને જે ગમે રે,
એ પતિમાં સર્વ સુખ સમાય જો: અ૦ ૬

મંદે મંદપણું નહિ રાખીએ રે,
સંપે રહિએ સહુની સાથ જો;
દુઃખ કદિ નહિ દેવું કોઇને રે,
રીજે જેમ જગતના નાથ જો: અ૦ ૭

રવિએ રેહેવું મર્યાદા વિષે રે,
ચાલી સદાચારને પંથ જો;
દેહે મનવચને ને વાણિએ રે,
રાજી કરિએ નિજના કંથ જો: અ૦ ૮

પ્રમદા જાતિતણી પ્રેમે કરી રે,
તજીએ ટેવ સદા દુઃખદેણ જો;
કેશવ સદાચરણમાં ચાલતાં રે,
કે'વા દેશો કોય ન કે'ણ જો: અ૦ ૯

(केशवकृति.)

---

## પંદર તિથિઓ.

" સખી પડવેના પડીઆ પંથ, નાથજી નાવ્યા રે "—એ રાગ.

સખી પડવે તે પહેલો દિન, અંતરે આણો રે;
બધું ઈશ્વરને આધીન, જગત આ જાણો રે. ૧

સખી બીજે બીજી વાત, સાંભળો શાણી રે;
જો આ ઉપજાવ્યા જાત જાત, પ્રભુએ પ્રાણી રે. ૨

સખી ત્રીજે તું કર તોલ, તેનો તપાસી રે;
કેવો બળીઓ તે સાચું બોલ, એ અવિનાશી રે. ૩

સખી ચોથે ચિત્ત વિચાર, તું કર તેનો રે;
કેવો મહિમા અપરંપાર, અકળિત એનો રે. ૪

સખી પાંચમે પ્રભુનો પાડ, માનજો મનમાં રે;
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ, વિધવિધ વનમાં રે. ૫

સખી છઠ્ઠો છોકરવાદ, છેકજ છાંડો રે;
પ્રભુના ગુણ આણી યાદ, મનમાં માંડો રે. ૬

સખી સાતમે સાચો સ્નેહ, પ્રભુપદ રાખો રે;
જેણે દીધો અમૂલ્ય આ દેહ, ભલપણ ભાખો રે. ૭

સખી આઠમે કહું આમ, સાંભળો સાચું રે;
ધન, માલ, ધરા ને ધામ, કામ છે કાચું રે. ૮

સખી નોમે થવાનું નાશ, જગત આ જાણો રે;
એક ઈશ્વરનો વિશ્વાસ, અંતરે આણો રે. ૯

સખી દશમે દેશ વિદેશ, જન સૌ જે છે રે;
સગાં સર્વે સંબંધી વિશેષ, આપણાં એ છે રે. ૧૦

સખી અગિયારશે તો એમ, સમજીને સંપો રે;
કોઇનો દ્વેશ કરીએ કેમ? ઉપજે અજંપો રે. ૧૧

સખી બારશે જે જે બોલ, બોલીએ બાઈ રે;
તેનો પ્રથમ તપાસીએ તોલ, તેમાં ભલાઇ રે. ૧૨

સખી તેરશે તેનો તપાસ, કેમ ન કરીએ રે?
આપ્યો ઇશ્વરે બુદ્ધિઉજાસ, સાર સંઘરીએ રે. ૧૩

સખી ચૌદશે ચતુરાં ચિત્ત, ચેતી વિચરજો રે;
જેમાં હોય તમારૂં હિત, કામ તે કરજો રે. ૧૪

સખી પૂનમે પુન્યને પાપ, ગાંઠે ગણાશે રે;
ઉર એમ સમજજો આપ, તો સુખ થાશે રે. ૧૫

આવે અંધારિયામાં અમાસ, માસને અંતે રે;
દલપત પ્રભુનો દાસ, વિનવે અત્યંતે રે. ૧૬

કવિએ કાર્ય કરો ઉત્તમ તમે રે,
જેથી યશ જનમાંહી ગવાય જો;
કરીએ પ્રાણપતિને જે ગમે રે,
એ પતિમાં સર્વ સુખ સમાય જો: અ૦ ૬

મંદે મંદપણું નહિ રાખીએ રે,
સંપે રહિએ સહુની સાથ જો;
દુઃખ કદિ નહિ દેવું કોઇને રે,
રીજે જેમ જગતના નાથ જો: અ૦ ૭

રવિએ રેહેવું મર્યાદા વિષે રે,
ચાલી સદાચારને પંથ જો;
દેહે મનવચને ને વાણિએ રે,
રાજી કરિએ નિજના કંથ જો: અ૦ ૮

પ્રમદા જાતિતણી પ્રેમે કરી રે,
તજીએ ટેવ સદા દુઃખદેણુ જો;
કેશવ સદાચરણમાં ચાલતાં રે,
કે'વા દેશો કોય ન કે'ણુ જો: અ૦ ૯

(केशवकृति.)

---

## પંદર તિથિઓ.

"સખી પડવેના પડીઆ પંથ, નાથજી નાવ્યા રે"—એ રાગ.

સખી પડવે તે પહેલો દિન, અંતરે આણો રે;
બધું ઈશ્વરને આધીન, જગત આ જાણો રે. ૧

સખી બીજે બીજી વાત, સાંભળો શાણી રે;
જો આ ઉપજાવ્યા જાત જાત, પ્રભુએ પ્રાણી રે. ૨

સખી ત્રીજે તું કર તોલ, તેનો તપાસી રે;
કેવો બળીઓ તે સાચું બોલ, એ અવિનાશી રે. ૩

સખી ચોથે ચિત્ત વિચાર, તું કર તેનો રે;
કેવો મહિમા અપરંપાર, અકળિત એનો રે. ૪

સખી પાંચમે પ્રભુનો પાડ, માનજો મનમાં રે;
જેણે ઝાઝાં બનાવ્યાં ઝાડ, વિધવિધ વનમાં રે. ૫

સખી છઠ્ઠો છોકરવાદ, છેકજ છાંડો રે;
પ્રભુના ગુણ આણી યાદ, મનમાં માંડો રે. ૬

સખી સાતમે સાચો સ્નેહ, પ્રભુપદ રાખો રે;
જેણે દીધો અમૂલ્ય આ દેહ, ભલપણ ભાખો રે. ૭

સખી આઠમે કહું આમ, સાંભળો સાચું રે;
ધન, માલ, ધરા ને ધામ, કામ છે કાચું રે. ૮

સખી નોમે થવાનું નાશ, જગત આ જાણો રે;
એક ઈશ્વરનો વિશ્વાસ, અંતરે આણો રે. ૯

સખી દશમે દેશ વિદેશ, જન સૌ જે છે રે;
સગાં સર્વે સંબંધી વિશેષ, આપણાં એ છે રે. ૧૦

સખી અગિયારશે તો એમ, સમજીને સંપો રે;
કોઈનો દ્વેશ કરીએ કેમ? ઉપજે અજંપો રે. ૧૧

સખી બારશે જે જે બોલ, બોલીએ બાઈ રે;
તેનો પ્રથમ તપાસીએ તોલ, તેમાં ભલાઇ રે. ૧૨

સખી તેરશે તેનો તપાસ, કેમ ન કરીએ રે?
આપ્યો ઇશ્વરે બુદ્ધિઉજાસ, સાર સંઘરીએ રે. ૧૩

સખી ચૌદશે ચતુરાં ચિત્ત, ચેતી વિચરજો રે;
જેમાં હોય તમારૂં હિત, કામ તે કરજો રે. ૧૪

સખી પૂનમે પુન્યને પાપ, ગાંઠે ગણાશે રે;
ઉર એમ સમજજો આપ, તો સુખ થાશે રે. ૧૫

આવે અંધારિયામાં અમાસ, માસને અંતે રે;
દલપત પ્રભુનો દાસ, વિનવે અત્યંતે રે. ૧૬

## પંદરતીથિ.

### રઘુપતિ રામ રૂદેમાં રહેજો રે.—એ રાગ.

સખિ ! પડવે પરસ્પર મળીએ રે, પ્રભુખ્યાતિ હેતે ઉચરીએ રે;
સૃષ્ટિકર્ત્તાને પ્હેલો સમરીએ રે, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે.
હૃદયે હૃદયાધીશ રાખો: મુખે૦

સખિ! બીજે બળવંત બેલી રે, નીતિશાસ્ત્રની કરીએ કેલી રે;
થાય સુખસંપત્તિની રેલી, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે.
હૃદયે હૃદયાધીશ રાખો: મુખે૦

સખિ! ત્રીજે તરકટ કુડાં રે, તજીને કરીએ મન રૂડાં રે;
આદરીએ કૃત્યો રૂડાં, મુખેથી નામ શ્રી હરિભાખો રે. હૃદયે૦

સખિ! ચોથે ચતુર્ભુજ ચાહીએ રે, હેતે ગુણ પ્રભુના ગાઈએ રે;
જેથી આનંદ ઉદધિ ન્હાઈએ, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ! પાંચમે પ્રભુપદ પામે રે, કોઈ સત્ય માર્ગ ગ્રહી કામે રે;
દયા ધર્મ પાળી પહોંચે ધામે, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ! છઠ્ઠે છ શત્રુ જીતી રે, પતિ-સેવન પ્રભુમાં પ્રતીતિ રે;
રાખી રામસ્મરણુમાં પ્રીતિ, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ! સાતમે સંપીને ચાલો રે, વ્રત નિયમ ધર્મનાં પાળો રે;
પ્રભુ તોડે જંજાળની જાળો, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ આઠમે અવિનાશી રે, સદ્દવૃત્તિ સુશીલતા રાખી રે;
ઓળખવો સુભક્તિ દાખી, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ! નવમે નટવર નમીએ રે, નરમાશથી પ્રિયને ગમીએ રે;
શમ દમ નિયમે મન દમીએ, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ! દશમે દશ અવતારી રે, જેણે લીલા બધે વિસ્તારી રે;
એવા ભજીએ શ્રી નાથમુરારી, મુખેથી નામે શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ! અગીઆરસ અજવાળી રે, ગાએ ગરબી ગોરી રસવાળી;
તાળી પાડી લળી લટકાળી, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦

સખિ ! બારસે બળવંત બેલી રે, જેનો તેને ઉતરવી સ્હેલી રે ;
ભવસરિતા મુક પાર વ્હેલી, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦
સખિ તેરસે ત્રૈલોક્યસ્વામી રે, જેનો પાર શ્રુતિ નથી પામી રે ;
ભજો તેને ચરણ શિર નામી, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦
સખિ ! ચૌદસે ચૌદ ભુવનમાં રે, જડ ચેતન વન ને ગગનમાં રે ;
જે છે પ્રસરી રહ્યો સૌના મનમાં, મુખેથી નામે શ્રીહરિ ભાખોરે. હૃદયે૦
સખિ ! પુનમે પૂર્ણ કળાનો રે, વિધુ વિકસી રહ્યો તે ભાળો રે;
વન્દી તાપ ત્રિવિધના ટાળો, મુખેથી નામ શ્રીહરિ ભાખો રે. હૃદયે૦
સખિ ! આવે અમાસ અંધારી રે, સુખ દુઃખની ગતિ અતિ ન્યારીરે;
જાણો ગાઓ ગીતિ ગિરિધારી મુખેથી નામ શ્રીહરિ ભાખો રે.
હૃદયે હૃદયાધીશ રાખો.

---

### તજો તમે કેફ કરમ કરવું.—એ રાગ.

બોલો બાર માસ હવે બાઈ, ગણો ગુણ ઈશ્વરના ગાઈ ; બોલો૦ ટેક.
રે કારતકે વરસ નવું કહીએ, રાજી રાજી અંતરમાં રહીએ ;
ચિત્તે સારૂં સર્વ તણું ચહીએ : બોલો૦ ૧
રે માગશરે મનમાં તમે રાચો, શિયાળાનો માસ બીજો સાચો ;
કાયા ધ્રુજાવામાં નથી કાચો : બોલો૦ ૨
પોષે પ્રભુને ભજજો પ્રીતે, વળી ચતુરાઈ ધરો ચિત્તે ;
રહો સુખી સર્વે રૂડી રીતે : બોલો૦ ૩
રે માહ શીખ માની લેજો મનમાં, જરૂર તમે જશ પામશો જનમાં ;
તથા સુખ ઉપજશે તનમાં : બોલો૦ ૪
ફાગણમાં ફુલ ફુલ્યાં ભાળો, આવ્યો હવે આજથી ઉન્હાળો ;
તપે તાપ છત્રી વડે ટાળો : બોલો૦ ૫
રે ચૈતરે ચેતો તમે ચિત્તે, નમો પરમેશ્વરને નિત્યે ;
ફરો પરમાર્થ પુરી પ્રીતે : બોલો૦ ૬

રે વૈશાખે વાવલિયા વાશે, વળી ઝાઝી કેરીઓ વેડાશે;
વંટોળીઆ વનમાં દેખાશે : બોલો૦ ૭

રે જેઠે તો જાંબુડીઓ પાકી, દાડમને દ્રાક્ષમાં શી બાકી રે;
તેને લોકો લેછે તાકી તાકી : બોલો૦ ૮

રે અષાડે તો ચોમાસું આવ્યું, ગડૂડાટે બ્રહ્માંડ ગરજાવ્યું;
બીછાનું લીધું ભોંય બીછાવ્યું : બોલો૦ ૯

રે શ્રાવણ તો સૃષ્ટિ શોભાવે, મેળામાં મન જવા લલચાવે;
ઘણા લોકો ગાડીઓ દોડાવે : બોલો૦ ૧૦

ભાદરવો ભલી પેરે ગાજે, છતે નવા છોડ ઘણા છાજે;
કર્યો પ્રભુએ આપણે કાજે : બોલો૦ ૧૧

આસોમાં દશરા દીવાળી, ભલી ભલી સૌ કહેછે ભાળી;
ગાઓ રૂડાં ગીત પાડો તાળી : બોલો૦ ૧૨

બારે માસે વર્ષ થયું પુરૂં, એમાં નથી કાંઈએ અધુરૂં;
ભાસે સુખદુઃખથી ભલું બુરૂં : બોલો૦ ૧૩

ત્રીજે વર્ષ માસ અધિક આવે, શાણા તેનું કારણ સમજાવે;
ભકિત ભલી દલપતને ભાવે : બોલો૦ ૧૪

---

## ગરબો.

સખી જગતમાં જન્મીને શું રળ્યાં જો;
દુઃખ વેઠીએ પણ કરમ કુડાં ના ટળ્યાં જો. સખી૦ ૧

ઘડીએ ઘડીએ આપણ વેણ જૂઠાં બોલીએ જો;
પાપ પુણ્ય શું તે મનમાં નહિ તોળીએ જો. સખી૦ ૨

નિંદા લોકની કરતાં નવ લાજીએ જો;
કરતાં વાત માંહોમાંહે વઢી બાઝીએ જો. સખી૦ ૩

આપણુ છોકરાંને સુબોધ શું આપીએ જો ;
આપણુ પતિને તો અધિક સંતાપીએ જો. સખી૦ ૪

ધણી વેણુ કહે તે આપણુ નથી પાળતાં જો ;
દોષ આપણા પણુ આપણુ નથી ભાળતાં જો. સખી૦ ૫

નથી સદ્દગુરૂનો બોધ કાને સાંભળ્યો જો ;
મનમાંથી હજી ક્રોધ તો નથી ટળ્યો જો. સખી૦ ૬

કદી ઇશ્વરનું નામ નથી બોલતાં જો ;
નૃસિંહ સદ્દગુરૂ ભજી ન હૃદય ખોલતાં જો. સખી૦ ૭

( नृसिंहाचार्य ).

ગરબી.

બ્હેની ભણુવા ઉપર પ્રીત, નિત નવી રાખો રે ;
તજી દઇ નરસી રીત, નીતિરસ ચાખો રે. ૧

રૂડું ભણુવાથી થાય, તે ન ગણુાએ રે ;
તન મન દુઃખડાં જાય, સુખ જણુાએ રે. ૨

પુત્રિ વધૂ[૧] ને માત, એના ધરમો રે ;
સહિયર તણુા સહુ સાથ, જાણો મરમો રે. ૩

ઘરનો ઉપાડો ભાર, જુગતી ચલાવી રે ;
વણુસાડો ન લગાર, ઘરદાઝ લાવી રે. ૪

મળિ બેઠાં જો ચાર, મરમ ન કહાડો રે ;
સંગત પિશુની સાર, તેથી લાડો રે. ૫

ભૂત ભમાડા વ્હેમ, કહાડી નાખો રે ;
નરસાં ઉપર રહેમ, કદિ ના રાખો રે. ૬

---

૧ વહુ. ( પુત્રિ અવસ્થામાં-વધૂ અવસ્થામાં-છોકરાંની માતાની અવસ્થામાં પાળવાના ધર્મ. )

રે વૈશાખે વાવલિયા વાશે, વળી ઝાઝી કેરીઓ વેડાશે;
વંટોળીઆ વનમાં દેખાશે: બોલો૦ ૭

રે જેઠે તો જાંબુડીઓ પાકી, દાડમને દ્રાક્ષમાં શી બાકી રે;
તેને લોકો લેછે તાકી તાકી: બોલો૦ ૮

રે અષાડે તો ચોમાસું આવ્યું, ગડૂડાટે બ્રહ્માંડ ગરજાવ્યું;
બીછાનું લીલું ભોંય બીછાવ્યું: બોલો૦ ૯

રે શ્રાવણ તો સૃષ્ટિ શોભાવે, મેળામાં મન જવા લલચાવે;
ઘણા લોકો ગાડીઓ દોડાવે: બોલો૦ ૧૦

ભાદરવો ભલી પેરે ગાજે, છતે નવા છોડ ઘણા છાજે;
કર્યાં પ્રભુએ આપણે કાજે: બોલો૦ ૧૧

આસોમાં દશરા દીવાળી, ભલી ભલી સૌ કહેછે ભાળી;
ગાઓ રૂડાં ગીત પાડો તાળી: બોલો૦ ૧૨

બારે માસે વર્ષ થયું પુરૂં, એમાં નથી કાંઈએ અધુરૂં;
ભાસે સુખદુઃખથી ભલું બુરૂં: બોલો૦ ૧૩

ત્રીજે વર્ષ માસ અધિક આવે, શાણા તેનું કારણ સમજાવે;
ભક્તિ ભલી દલપતને ભાવે: બોલો૦ ૧૪

---

## ગરબો.

સખી જગત્માં જન્મીને શું રળ્યાં જો;
દુઃખ વેઠીએ પણ કરમ કુડાં ના ટળ્યાં જો. સખી૦ ૧

ઘડીએ ઘડીએ આપણ વેણ જૂઠાં બોલીએ જો;
પાપ પુણ્ય શું તે મનમાં નહિ તોળીએ જો. સખી૦ ૨

નિંદા લોકની કરતાં નવ લાજીએ જો;
ફરતાં વાત માંહોમાંહે વઢી બાઝીએ જો. સખી૦ ૩

સાડીની શોભા સાચી ટકે છે ;
જૂઠી આ લૂગડાં જવેરની રે : મ્હેની૦ મ્હેરની૦ ૨

સાડી રૂડી ઘટ હીરે ઘણે છે;
ભારે વજનમાં શેરની[૧] રે : મ્હેની૦ મ્હેરની૦ ૩

સાડીની થંડક સુધા[૨] સરીખી ;
નહીંજ લાહ્ય કંઇ ઝેરની રે : મ્હેની૦ મ્હેરની૦ ૪

સાડી શીતળથી આંખો મિચાએ ;
કહું શી વાત હું લ્હેરની રે : મ્હેની૦ મ્હેરની૦ ૫

સાડી તે સારૂં નરસું સૂઝાડે ;
વિના તે વાત અંધેરની રે : મ્હેની૦ મ્હેરની૦ ૬

એ સાડીનું મૂલ ન થાએ ;
મ્હેરે ખસે વાત વેરની રે : મ્હેની૦ મ્હેરની૦ ૭

નીતિની સાડી આપે વરોને[૩] ;
મ્હેરી પાલવ[૪] ખંખેરની રે : મ્હેની૦ મ્હેરની૦ ૮

(नर्मकविता.)

---

કલ્યાણની ધૂનમાં.

શાણી શ્યામાની બલિહારી !
સેવા ધરીને વશ કરનારી ! શાણી૦

સુજ્ઞ સુલક્ષણી રસિક નારી ,
અગલે ડગલે વ્હાતી સ્હાતી. શાણી૦

પ્રિયજનમય જીવન ધરનારી ,
સ્નેહ યજ્ઞમાં ભોગ થનારી . શાણી૦

( ललित. )

---

૧ ઘટે છે તો પણ પેરવામાં એક શેરની એટલે હલકી. ૨ અમૃત.
૩ વરવાનો. ૪ પાલવ ખંખેર એટલે જે જોઇશે તે મળશે.

પિયર સાસર વાસ, સંપે કરજો રે;
પસરે કીર્તિ સુવાસ, સરસે ગરજો રે. ૭

જો ભુલવે દુરીજન, કાન ન દેજો રે;
પ્રભુભય ધારી મન, ધરમે રહેજો રે. ૮

સ્વાર્થ કરવા કાજ, નવ ગભરાશો રે;
રસ્તો રાખી લાજ, લેજો ખાસો રે. ૯

રસિક બની ચતુરાઈ, ઘરમાં રમજો રે;
વિદ્યાથી ન ધરાઈ, રસ ખુબ જમજો રે. ૧૦

પામો જો વિરામ, ઘર કામોથી રે;
ગાઓ શ્રીપ્રભુ રામ, ડાહે મ્હોંથી રે. ૧૧

ચમત્કાર સહુ સાર, આ સંસારે રે;
જાણો વિશ્વાધાર, જ્ઞાન વિચારે રે. ૧૨

ફરિ ફરિ કહું છું બ્હેન, વિદ્યા ભણજો રે;
લાજ વધારી એન[1], લાભો ગણજો રે. ૧૩

વિદ્યાથી સંતોષ, છે વળિ ન્યારો રે;
બહુ સમશે સહુ રોષ, સાચું ધારો રે. ૧૪

વિદ્યાથી લઈ જ્ઞાન, ભવના પાશો રે;
ઝટ તોડી સહમાન[2], સ્વર્ગે જાશો રે. ૧૫

(नर्मकविता.)

## ગરબી.

મ્હેરની મ્હેરની મ્હેરની રે;
બ્હેની નીતિની સાડી મ્હેરની. ટેક.

ખરા કસબને ખરા કસબની[3];
ભાતો ખિલી અખ્ખેરની રે: બ્હેની૦ મ્હેરની૦ ૧.

૧ ચોખ્ખી, સારી પેઠે. ૨ ટેકમાં રહીને. ૩ કારીગીર.

# બાળા, યુવતિ, પ્રૌઢા વગેરે સર્વને સરખાં ઉપયોગી પુસ્તકો.

**નીતિ વાંચન વાંચીને, સ્ત્રી મન નિર્મળ થાય;**
**બુદ્ધિ વિકાસ બ્હોળો થઈ, કુટુંબ કલહ સૌ જાય.**

મે. પબ્લિક ઇન્સ્ટ્રક્શનના ડીરેક્ટર સાહેબે મુંબઇ ઇલાકામાં પ્રાથમિક કન્યાશાળા માટે ઇનામ તેમજ લાઈબ્રેરી માટે મંજુર કરેલું, તથા શ્રીમંત વડોદરા સરકારનાં કેળવણી ખાતાંએ શાળા લાઇબ્રેરી તથા શાળાઓમાં ઇનામ ખાતે મંજુર કરેલું, તથા અનેક વિદ્વાનો અને નામીચાં અંગ્રેજી ગુજરાતી પત્રોએ ઉચ્ચ અભિપ્રાય આપેલું.—

## સૌ ભા ગ્ય શિ ક્ષા બ્ધિ.

**'સૌભાગ્ય-શિક્ષાબ્ધિ' પુસ્તકમાં આવતા વિષયોની સંક્ષિપ્ત નોંધ.**

**પ્રકરણ ૧ લું**—'સ્ત્રીની શ્રેષ્ઠતા' **પ્રકરણ ૨ જું**—પુત્રીપર રાંખવો જોઇતો પ્રેમ અને તેઓને કંઇ કેળવણી સુખરૂપ થાય.' **પ્રકરણ ૩ જું** 'પતિની પત્ની પ્રત્યે ફરજ.' **પ્રકરણ ૪ થું**—'બાળલગ્નથી નીપજતાં ખોટાં પરિણામ.' **પ્રકરણ ૫ મું**—' કન્યાવિક્રયથી થતું પાપ.' **પ્રકરણ ૬ ઠું**—લગ્નની ઉત્તમ સ્થિતિ.' **પ્રકરણ ૭ મું**—સાસરિયાંએ વહુતરફ રાખવું જોઇતું ઉમદા વર્તન.' **પ્રકરણ ૮ મું**—' કાન્તા ' સાસુ—નણંદથી સતાવાતી એક બાળાની બોધદાયક વાર્તા. **પ્રકરણ ૯ મું** તરૂણીઓની સાસરે કેવી શરૂઆત સુખરૂપ થાય.' **પ્રકરણ ૧૦ મું**—તરૂણીઓએ સાસરિયાં તરફ રાખવું જોઇતું ઉમદા વર્તન.' **પ્રકરણ ૧૧ મું**—' પિયર પ્રત્યે રાખવો જોઇતો ઉચ્ચ ભાવ.' **પ્રકરણ ૧૨ મું** સૌભાગ્યવતી સ્ત્રીનું ખરૂં તપ અને વ્રત શું છે? **પ્રકરણ ૧૩ મું**—તરૂણીઓની ઓરમાન છોકરાં પ્રત્યેની ફરજ.' **પ્રકરણ ૧૪ મું**—' પુષ્પા' (સાવકી માતાની સત્તા તળે સંકટ વેઠતી એક સુકુમાર ગુણિયલ બાળાનું વાર્તારૂપે વર્ણન. **પ્રકરણ ૧૫ મું**—' તરૂણીઓની ચાકર પ્રત્યે ની વર્તણુંક કેવી જોઇએ.' **પ્રકરણ ૧૬ મું**—' તરૂણીઓમાં વધતાં જતાં વ્યસન અને તેથી ભોગવવી પડતી પરાધીનતા.' **પ્રકરણ ૧૭ મું**—' તરૂણીઓએ રખડવાથી થતા ગેરફાયદા તથા મર્યાદા કેમ જાળવવી.' **પ્રકરણ ૧૮ મું**—' નાપસંદ કરવા જેવા ચાળો.' **પ્રકરણ ૧૯ મું**—' સન્નારીઓની સભાથી મળતા લાભો.' **પ્રકરણ ૨૦ મું**—' સારી--નઠારી સોબત, તેની અસર અને પરિણામ.' **પ્રકરણ ૨૧ મું** તરૂણીઓએ શું વાંચવું, વાંચનની મનપર થતી અસર.' **પ્રકરણ ૨૨ મું**—'પરોણા સત્કાર.' **પ્રકરણ ૨૩ મું**—સ્વચ્છતા અથવા સુઘડતાના ફાયદા.' **પ્રકરણ ૨૪ મું**

## આશાની ધૂનમાં.

ધન્ય ધન્ય અવતાર જગતમાં,
ગુણીયલ જેને નાર; ધ્રુવ.

રસસુનાં જનને રસ ઘેલી,
રામ રસિક કરનાર— જગતમાં૦ ૧

દિલ દુભાયલનાં દુઃખડાં જે,
હસમુખી એ હરનાર— જગતમાં૦ ૨

મંગળમૂર્તિ મનોહર રમણી,
હર્ષ ઉરે ભરનાર— જગતમાં૦ ૩

(લલિત.)

૨૧૭૫૧



( ઉપરનું પુસ્તક ખરીદનારને નીચેનું પુસ્તક ' ભેટ ' દાખલ મળશે )

## નારીઓનું નિત્ય વાંચન.

**સ્ત્રીઓની** સાંસારિક, માનસિક, નૈતિક, ધાર્મિક અને શારીરિક ઉન્નત કરવાનોજ આ લઘુ પુસ્તકનો મહાન્ હેતુ છે. ઘેર ઘેર સુલક્ષણી સુતાઓ, ભાવયુક્ત ભગિનીઓ, પવિત્ર અને પ્રેમાળ પત્નીઓ વિવેકી વધૂઓ, ગુણવાન ગૃહિણીઓ અને અને સુશીલ સ્ત્રીઓ થવા સાથે તેઓમાં સારા વિચાર-ઉત્તમ બુદ્ધિનો વિકાસ કરે એવી ઢબથી આ લઘુ પુસ્તક લખાયું છે. જેઓ ઘરની દરેક વયની સ્ત્રીઓને નીતિ, ધર્મ તથા ગૃહ અને સંસાર વ્હેવારનું પૂર્ણ જ્ઞાન આપવા ઇચ્છતા હોય તેવા દરેક સજ્જને સ્ત્રીઓના નિત્યના વાંચન તરીકે આ પુસ્તકને ઘરમાં રાખવાનીઆવશ્યકતછે.

**કિંમત—આના અઢી,** પોરટેજ જુદું.

પુસ્તક મળવાનું ઠેકાણું,

કર્તા-**નટવરલાલ, કે. ટાઇપિસ્ટ.**

જુનાગઢ ( કઠિયાવાડ ).





આરોગ્ય જાળવવા રાખવી જોઇતી ખાસ સંભાળ, ખોટી શરમના ગેરફાયદા.' પ્રકરણ ૨૫ મું-' અટકાવ (રજોદર્શન) આ પ્રકરણમાં ઉપયોગી વિષય સ્ત્રીહિતાર્થે મહાન વૈદ્યક ગ્રંથોને આધારે લખવામાં આવ્યો છે.' પ્રકરણ ૨૬ મું-' પતિને વશ કરવાની વિદ્યા.' પ્રકરણ ૨૭ મું-' પત્નિની પતિપ્રત્યે ફરજ,' પત્નિ ધર્મ. પ્રકરણ ૨૮ મું--સપ્તપદી ' આ પ્રકરણમાં ચોરીમાં ફેરા ફરતાં કન્યા તરફથી બોલાતી પ્રતિજ્ઞાઓ લખવામાં આવી છે. પ્રકરણ ૨૯ મું--સુનન્દા ( પતિને ખરે વખતે મદદ કરતી સતીનું વાર્તારૂપે વિવેચન ) પ્રકરણ ૩૦ મું-' તરૂણીઓની પરપુરૂષ પ્રત્યે વર્તણુક કેવી જોઇએ ? શ્રેષ્ઠ શાથી થવાય ?-પ્રકરણ ૩૧ મું.

તરૂણીઓએ પાકશાસ્ત્રમાં પ્રવીણ થવાની જરૂર.' તેપર દેવું જોઇતું ધ્યાન અને ખોરાક માટે રાખવી જોઇતી સંભાળ. પ્રકરણ ૩૨ મું-આહારવિહારમાં નિયમિતપણું જાળવવાની જરૂર. પ્રકરણ ૩૩ મું તરૂણીઓએ ઉદ્યમી થવાથી થતો લાભ, આળસુ થવાથી થતો ગેરલાભ, અવકાશને વખતે શું કરવું જોઇએ. પ્રકરણ ૩૪ મું-તરૂણીઓએ રાખવી જોઇતી ઉમદા ગૃહ વ્યવસ્થા. પ્રકરણ ૩૫મું તરૂણીઓએ કરકસરથી રહેવાથી થતો લાભ. દેખાદેખીથી દૂર રહેવું. સંતોષ એજ ખરૂં સુખ. પ્રકરણ ૩૬ મું-'નર્મદા ( અયોગ્ય રીતે ખર્ચ કરનારી સ્ત્રીને પાછળથી થતા નુકશાનનું વર્તારૂપે વર્ણન ), પ્રકરણ ૩૭ મું-તરૂણીઓએ સવારમાં વહેલાં ઉઠવાથી થતા લાભ. પ્રકરણ ૩૮ મું-અનુકંપા ( દયા ) પરોપકાર કરવો એજ પુણ્ય. પ્રકરણ ૩૯ મું-કુસુમ (પતિમાંજ તલ્લીન થયેલી પત્ની પ્રાણાન્ત પર્યંત પતિને કેવા શુદ્ધ પ્રેમથી ચહાય છે તેનું વાર્તારૂપે અતિબોધક વર્ણન ). પ્રકરણ ૪૦મું-નારી નિત્ય પાઠ ૧ લો આ પ્રકરણમાં સૌભાગ્યવંતી સ્ત્રીઓએ હમેશાં ધ્યાનમાં રાખવા જેવી અનેક ઉપયોગી બાબતો લખવામાં આવી છે. પ્રકરણ ૪૧ મું નારી નિત્ય પાઠ ૨ જો-આ પ્રકરણમાં સ્ત્રીઓએ છાનાએ કરવા જેવો સ્વામી સ્તુતિનો સમાવેશ કરેલો છે. પ્રકરણ ૪૨ મું-સુલક્ષણા '--(એક પતિ પ્રેમી બાળાની પતિ વિયોગે થએલી સ્થિતિનું વાર્તારૂપે બોધદાયક ચરિત્ર ). આ મુખ્ય વિષયો ઉપરાંત અનેક નાની નાની સ્ત્રી ઉપયોગી બોધક બાબતોનો આ પુસ્તકમાં સમાવેશ થઇ જાય છે. જેઓ પોતાની સ્ત્રીઓને પુત્રીઓને, ભગિનીઓને પવિત્ર, સુશીલ, શ્રેષ્ઠ, કર્ત્તવ્યપરાયણ જોવા ઇચ્છતા હોય સંસારનું સર્વોત્તમ સુખ સ્ત્રી જાતિ--તેમનો ઉદય ચહાતા હોય, સંસાર ઉંચ અને સુખ- પૂર્ણ જોવાનો શુભ હેતુ ધરાવતા હોય, સ્ત્રીઓને નીતિનું, ઘર સંસાર ચલાવવાની રીતિનું અને બચ્ચાંઓને કેળવણી આપવાનું પૂર્ણ જ્ઞાન આપવા ઇચ્છતા હોય, તેવા દરેક સજ્જને આ પુસ્તક ઘરમાં રાખવાની આવશ્યકતા છે. કિંમત—રૂા. ૧। પોસ્ટેજ જૂદું.

